# જૈન કોમની કેળવણી સંબંધી સ્થિતિનું દિગ્દર્શન

રંક સ્થિતિ હોવી તે શરમભરેલું નથી; કેટલીએક વખત શ્રીમાન સ્થિતિ હોવી તે શરમ ભરેલું થઇ પડે છે; પરંતુ અજ્ઞાન દશામાં રહેવું તે હમેશાં શરમભરેલું છે. અજ્ઞાનનો અર્થ એમ કરવો નહિ કે તકની ખામી છે, પરંતુ ઈચ્છાપૂર્વક કાર્ય કરવાનીજ ખામી છે. સારી કેળવણી એ કામ કરવાની માણસની મરજીની તેમજ તેને પાર ઉતારવાની તેની શક્તિની પણ ખાત્રી આપે છે. વિદ્યા મેળવવાનો કોઈ પણ રસ્તો સહેલો અને સુતરો નથી. વિદ્યા મેળવવાનું દરેક પગથીયું સખત અને પરસેવાથી ઝબઝેબા થતી મહેનતથીજ ચઢી શકાય છે. પણ વિદ્યા મેળવવામાં જે યત્ન કરવો પડે છે, તે દરેક યત્ન, લક્ષ્મી આપનારી વિદ્યા તરીકે નહિ; પણ જીવનની અંદર સારામાં સારી વસ્તુઓ મેળવવાને અને ઉપયોગમાં લેવાને માણસને જે શક્તિ તે આપે છે; તે માટે ખાસ કરીને યોગ્ય છે.

"કેળવણી."


પ્રસિદ્ધ કર્તા,

**નરોત્તમ બી. શાહ.**

૧૫૫, મેમણવાડા રોડ–મુંબઇ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૧.

કિંમત ત્રણ આના.

# જૈન કોમની કેળવણી સંબંધી સ્થિતિનું દિગ્દર્શન.

રંક સ્થિતિ હોવી તે શરમભરેલું નથી; કેટલીએક વખત શ્રીમાન સ્થિતિ હોવી તે શરમ ભરેલું થઇ પડે છે; પરંતુ અજ્ઞાન દશામાં રહેલું તે હમેશાં શરમભરેલું છે. અજ્ઞાનનો અર્થ એમ કરવો નહિ કે તકની ખામી છે, પરંતુ ઈચ્છાપૂર્વક કાર્ય કરવાનીજ ખામી છે. સારી કેળવણી એ કામ કરવાની માણસની મરજીની તેમજ તેને પાર ઉતારવાની તેની શક્તિની પણ ખાત્રી આપે છે. વિદ્યા મેળવવાનો કોઈ પણ રસ્તો સહેલો અને સુતરો નથી. વિદ્યા મેળવવાનું દરેક પગથીયું સખત અને પરસેવાથી ઝબઝબા થતી મહેનતથીજ ચઢી શકાય છે. પણ વિદ્યા મેળવવામાં જે યત્ન કરવો પડે છે, તે દરેક યત્ન, લક્ષ્મી આપનારી વિદ્યા તરીકે નહિ; પણ જીવનની અંદર સારામાં સારી વસ્તુઓ મેળવવાને અને ઉપભોગમાં લેવાને માણસને જે શક્તિ તે આપે છે; તે માટે ખાસ કરીને યોગ્ય છે.

"કેળવણી."


પ્રસિદ્ધ કર્તા,

**નરોત્તમ બી. શાહ.**

૧૫૫, મેમનવાડા રોડ—મુંબઇ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૧.

કિંમત ત્રણ આના.

# અર્પણ પત્રિકા.

શા. રા. નરોત્તમદાસ ભાણજી કાપડીઆ,

જૈન કોમમાં કેળવણીના પ્રચારાર્થે પ્રાથમિક અને માધ્યમિક શાળામાં શિક્ષણ લેતા જૈન વિદ્યાર્થીઓના લાભાર્થે પાલીતાણામાં જૈન બાળાશ્રમ ચલાવવામાં જે આગેવાની ભર્યો ભાગ આપ લ્યો છો; તેમજ સામાન્ય રીતે સ્ત્રીવર્ગની કેળવણી સંબંધી સ્થિતિ ઉચ્ચ થાય તે હેતુથી "શેઠ ત્રિભુવનદાસ ભાણજી જૈન કન્યાશાળા" સ્થાપન કરી આપના તરફથી નિભાવવામાં આવે છે; વળી કોલેજની ઉંચી કેળવણી લઈ કાયદા તેમજ હુન્નરઉદ્યોગને લગતી લાઈનોમાં જોડાવા ઈચ્છતા કેટલાએક જૈન વિદ્યાર્થીઓને વિદ્યાર્થીવેતનોની સહાય આપવામાં આવે છે; એટલુંજ નહિ પરંતુ પબ્લીક સરવીસની આઈ. સી. એસ. અને આઈ. એમ. એસ. જેવી અઘરી અને ખર્ચાળ પરીક્ષાઓ પસાર કરવા માટે વિલાયત જતા કેટલાએક વિદ્યાર્થીઓને યથાશક્તિ મદદ આપવાના કાર્યમાં જે ઉલટ બતાવો છો, કે જેને માટે આપનું કુટુંબ કાઠીઆવાડમાં જૈનોની કેળવણીના પ્રચારાર્થે પ્રયાસ કરતા અગ્રગણ્ય ગણાતા જૈન નેતાઓમાંના એક તરીકે મશહુર થએલ છે તેવા, જનસમાજની ઉન્નતિના કારણભૂત કેળવણીના ઉત્તેજનાર્થે પ્રશંસાપૂર્વક જે લાગણી આપ બતાવો છો; તેવી આપની પરોપકારવૃત્તિથી દોરાઇને સરકારી અધિકારીઓના અભિપ્રાય સાથે જૈન કોમની કેળવણીને લગતા પ્રશ્નોનું નિરાકરણ કરનાર લેખોનો આ લઘુ સંગ્રહ આપની તરફના સ્નેહ અને માનની નિશાની તરીકે અર્પણ કરૂં છું.

મુંબઈ.
તા. ૧૫-૮-૧૯૨૧.

નરોત્તમ બી. શાહ.

# પ્રસ્તાવના.



જૈન કોમમાં કેળવણીનો અભાવ એટલો બધો છે કે આ વિષયમાં જ્યાં સુધી ઉંડા ઉતરી તેને લગતી વિગતો કોમ સનમુખ રજુ કરી શકાય નહિ ત્યાં સુધી તેનો ખરેખરો ખ્યાલ આવવો મુશ્કેલી ભરેલો લાગે છે. હાલના જમાનામાં કેળવણીની જરૂરીઆતના સંબંધમાં તેની કીમત આંકવા સારૂ કંઇ પણ ખ્યાલ જનસમુહને આપવાની ભાગ્યેજ આવશ્યકતા હોય છે. દરેક પ્રજાની અથવા તો કોમની નૈતિક તેમજ વ્યવહારિક અભિવૃદ્ધિ જે પ્રકારની કેળવણીનો કોમમાં પ્રચાર થાય છે તે ઉપર આધાર રાખે છે, અને આવી જાતની કેળવણી મેળવવા સારૂ કોમના મોટા ભાગને અગવડતાને લીધે જે સોસવું પડે છે તેનો વિચાર કરવાની જરૂરીઆત છે. ઉંચી કેળવણી તે ખરેખર એક નાશ નહિ પામે તેવી થાપણ છે, કે જે ખર્ચ કરવા છતાં પણ વધારે બદલો આપે છે, મનુષ્યને વિચારશીલ બનાવે છે અને બુદ્ધને ખીલવવા સારૂ સૌથી ઉપયોગી ફરજ બજાવે છે. મનુષ્યને પોતાના જીવનની વધારે કિમત છે તે જોતાં શીખવે છે એટલુંજ નહિ પરંતુ તે દષ્ટિ રાખીને દરેક કાર્ય તરફ મનુષ્ય માત્રને પોતાની ફરજ બજાવવા સારૂ તેને શીખડાવે છે અને દીર્ઘદષ્ટિને વધારે છે. મગજના અને હૃદયના જે જે ગુણો ખરેખરી મહાન પ્રજા બનાવવાને શક્તિમાન થાય છે, તે ગુણોની પ્રાપ્તિને કેળવણી ફક્ત મજબુત કરે છે, જો કે કુદરતી સાધનો ઘણા મહત્વના છે તો પણ પોતાની મેળેજ સુધારાની ખાતરી આપી શકતા નથી તેથી આખી દુનીયામાં કેળવણીની આવી ઉચ્ચ કિંમત કરવામાં આવે છે. જે કોમના સાધન સંપન્ન શ્રીમંતો પોતાના પાછળ રહેલા સામાન્ય વર્ગને અજ્ઞાન દશામાં રહેલા જુએ છે અને તેમને ઉંચી કેળવણી પ્રાપ્ત કરવા સારૂ જોઇતી તકો આપવા સમર્થ થતા નથી તેઓ પોતાનું ઘર રેતી પર બાંધે છે, કારણકે એક પ્રજાનું અથવા કોમનું ખરેખરૂ બળ તે કોમની કેળવણીજ છે. કેળવણી લેવા સારૂ ઘરની કેળવણી ઘણું સારૂં કામ કરી શકે, પરંતુ કમનસીબે સામાન્ય સ્થિતિના મનુષ્યો માટે ઘર એવી જગ્યા છે કે જે ઠેકાણે બાળક ભાગ્યેજ ઉચ્ચ કેળવણી માટે આશા રાખી શકે; કારણકે શ્રીમંતોને બાજુએ રાખીએ તો સામાન્ય સ્થિતિના જનસમુહનો મોટો ભાગ જીવનના આસપાસના સંજોગોમાં એવો ગુંથાએલો રહેલો હોય છે કે પોતાના બાળકોને શિક્ષણ આપવા સારૂ ભાગ્યેજ ફુરસદ

મેળવતો હોય છે. આખા દિવસની નોકરી અથવા પરાધીનપણાની ઝુંસરીથી કંટાળેલ મનુષ્ય બાળકપરની જે કાળજી અને ધ્યાન આપવાની ફરજથી કેળવણી આપવા સારૂ જે ઉત્તમ પરિણામ લાવી શકે તે લાવવા ભાગ્યેજ શક્તિમાન થાય છે અને ગરીબાઇને લીધે ઘણીજ ઓછી તક પોતાના બાળકો તરફ ધ્યાન આપવાને મેળવે છે. કેટલાક માબાપો નોકરી અથવા ધંધામાં એવા રોકાયેલા હોય છે કે સંજોગોજ તેમના ઉચ્ચ માનસિક અને નૈતિક પ્રયાસોને દાબી દે છે. સામાજીક મર્યાદા, અંકુશો અને વહેમમાં ફસાએલ માતાઓ પોતેજ કેળવણી પામેલ હોતી નથી તે બચ્ચાઓને કેવી રીતે સુધારી શકે, તે પણ એક પ્રશ્ન છે. બાળકોને શિક્ષણ આપવા સારૂ જે પૈસા ખર્ચવામાં આવે તેના કરતાં બાળક ક્યારે કમાતા શિખે એવી ચિંતા જો માબાપો રાખે તો ઉંચી કેળવણી પોતાના બાળકોને કેવી રીતે આપી શકે ? નિશાળની કેળવણી વિષે તપાસ કરતાં માલુમ પડે છે કે આપણી કોમમાં માધ્યમિક અને ઉંચી કેળવણીની જરૂરીઆતો તરફ ઉત્સાહ ભંગ કરી નાખે તેવી બેપરવાઇ બતાવાય છે તે ખેદજનક બીના છે. કારણકે જૈન કોમની વસ્તીમાં મુંબઈ ઇલાકામાં ભણતા પ્રાથમિક, માધ્યમિક અને ઉંચી કેળવણી લેતા કોલેજોના વિદ્યાર્થીઓનું પ્રમાણ જોઇશું તો આપણને માલુમ પડશે કે આપણે માધ્યમિક અને ઉંચી કેળ· વણીમાં ઘણાજ પછાત છીએ કે જે આંકડાઓ મારા કેળવણીને લગતા લેખમાં દરેક જીલ્લાવાર ખુલ્લી રીતે દર્શાવી દીધા છે. દરેક જણ ઉંચી કેળવણીની જરૂરીઆત સ્વીકારે છે, પરંતુ નાણાની તંગીને લીધે કાંઇ પણ સંગીન કાર્ય કરી શકાય એમ નથી, એવું બ્હાનું કાઢે છે, કે જે, વિષયનો ઉંડો વિચાર કર્યા પછી નિર્માલ્ય લાગે છે, તેટલા માટેજ વ્યવહારિક પગલાં ભરવા અને કેળવણીનો પ્રચાર કેવી રીતે થઇ શકે તેવા ઉપાયો યોજવા તે ખાસ હરકોઇ કોમના નેતાઓ તેમજ કેળવાયેલ વર્ગનું ખાસ કર્તવ્ય છે. સ્વ૦ મ૦ ગોખલેના શબ્દો " કરોડો બાળકો જે કેળવણીની માયાળુ અસર નિચે ઉછરવાની રાહ જુએ છે, તેમનું શ્રેય એમની ઉપર આધાર રાખે છે. વ્યક્તિની વધેલી કુશળતા, બુદ્ધિની સાધારણ ઉચ્ચ સપાટી અને પ્રજાના મોટા સમુહોની નૈતિક કેળવણી એ સર્વે કેળવણી સિવાય થઇ શકેજ નહિ. " જૈનોએ ખાસ મનન કરવા લાયક છે, અને ધ્યાન રાખવું જોઇએ કે કેળવણી દરેક જૈનના ઘરના ઉમરા સુધી લઇ જવી જોઇએ. એક અમેરીકન ધારાશાસ્ત્રીએ પોતાના દેશ બંધુઓ આગળ બોલતાં કહ્યું હતું કે જો તેની પાસે પ્રભુના દુતનો ઢોલ હોય કે જે અસ્તિત્વ ધરાવતા

બધા રાષ્ટ્રોને જગાડી શકે તો તે તેમના કાનમાં લગાડીને કહે કે "તમારા બાળકોને કેળવો, તમારા બધા બાળકોને કેળવો, તમારા બાળકોમાંના દરેકને કેળવો." આ ભાવનામાં રહેલું ઉંડું રહસ્ય અને ડહાપણ સર્વ કોઇ કબુલ કરે છે. કેળવણીના ક્ષેત્રને, પછી તે માધ્યમિક હોય કે ઉંચી કેળવણી હોય તો પણ કાંઇ પણ હદ હોવી જોઇએ નહિ. એટલી તો નિઃશંક વાત છે કે જૈનોની કેળવણીના સવાલને હાથ ધરનારા ખાતાના વ્યવસ્થાપકોના ધ્યાનમાં ખાસ હોવું જોઇએ કે કોઇ પણ કોમ અથવા પ્રજાના ભવિષ્યનો સર્વ આધાર હાલના શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ ઉપર લટકેલો છે, અને તે હેતુથીજ કેળવણીનો બહોળો પ્રચાર કરવા તનતોડ પ્રગતિવાચક પ્રયત્નો કરવા જોઇએ; આવા દૂરદર્શી અને ઉચ્ચ વિચારોને પરિણામેજ સ્વ૦ મ૦ ગોખલેએ આખા હિંદુસ્તાનના બાળકોને મફત અને ફરજીઆત કેળવણી આપવાનું જીવનવ્રત લીધું હતું, જો કે જૈનોની કેળવણી બોર્ડ જેવી સંસ્થાએ આખી જૈન કોમના કેળવણીના પ્રચારને લગતો પ્રશ્ન હાથ ધર્યો છે તો પણ જે મહદ્ ઉદ્દેશ ધ્યાનમાં રાખી કાર્ય હાથ ધર્યું છે તે કમનશીબે પાર પાડવા ફતેહમંદ નીવડ્યું નથી. પારસી જેવી એંસી હજારની વસ્તીની નાની સંખ્યા ધરાવનારી કોમ કેળવણી પાછળ જે પુષ્કળ નાણા ખર્ચે છે તેના પરિણામે અનેક કેળવાએલા અને આગેવાનોની સંખ્યા ધરાવવાને તે કોમ ભાગ્યશાળી થયેલ છે. જોકે છેલ્લા બે દાયકામાં કેળવણીના ક્ષેત્રમાં જૈનકોમમાં બોર્ડીંગો, બાળાશ્રમો, હોસ્ટેલ અને ખાનગી મદદથી અને જાહેર સખાવતોથી સ્કોલરશીપો મારફતે કેટલાક આગેવાનો અને કેળવાએલ તરફથી જુદી જુદી દિશામાં કેળવણીના પ્રચારાર્થે પ્રયાસો ચાલુ છે, છતાં પણ બાર લાખ જૈનોની વસ્તી તરફ જોતાં કેળવણીના ક્ષેત્રમાં જોઇએ તેટલી સંખ્યામાં જૈનોને આગળ પડતા જોઇ શકયા નથી તે ખેદકારક બીના છે. મનુષ્યને જીવન મરણનો ભવોભવનો સવાલ જેવો ગંભીર અને ભારે લાગે છે તેટલોજ ગંભીર સવાલ કેળવણીથી બેનશીબ રહેતા કોમના બાળકો માટે, કોમના કેળવાએલા વર્ગને રહેવો જોઇએ, કારણ કે સર્વમાન્ય નીતિ જાળવી રાખવાની ફરજ આ દુનીયામાં પરમકૃપાળુ પરમાત્માએ પ્રત્યેક વ્યક્તિને શિરે મુકેલી છે અને તે ફરજમાંથી ભ્રષ્ટ થતાં તેને એક અથવા બીજી રીતે શિક્ષા થાય છે. વળી કેળવણીના ક્ષેત્રમાં પ્રયાસ કરનારાઓનું પ્રથમ કર્તવ્ય વિદ્યાર્થીઓની શિક્ષણ પ્રત્યેની કાળજી રાખવાની હોય છે; તેમજ વિદ્યાર્થીઓની બુદ્ધિ અને નિતિ સુધારવા પહેલાં શરીરને તંદુરસ્ત અને મજબુત કરવાનું છે; આ બાબત મુંબઇ શહેરમાં

શિક્ષણ લેતા જૈન વિદ્યાર્થીઓની શારીરિક તપાસ કરવાની શરૂઆત કરવાના ઇરાદાથી જૈન એસોસીએશન ઓફ ઇન્ડીઆનું ધ્યાન ખેંચ્યું હતું, પરંતુ તેનું કાંઇ પણ પરિણામ આવ્યું નથી; આ બાબત ખાસ ધ્યાન આપવાની જરૂર છે, કારણ કે ભુખ્યા અને કંટાળી ગએલા બાળકોને શિક્ષણ આપવું અશક્ય છે. ઉત્સાહ પૂર્વક કાર્ય કરવાની શક્તિ કે ઉત્તમ ચારિત્રની આશા નબળા અને કઢંગા શરીર વાળા વિદ્યાર્થી પાસે રાખવી તે વ્યર્થ છે. પ્રો. હકસલી કહે છે કે "કેળવણીની નીસરણી એવી હોવી જોઇએ કે બાળકને ગટરમાંથી ઉપાડે અને યુનીવર્સીટી સુધી ચઢાવે." માનસિક બુદ્ધિની સાથે શારીરિક શક્તિ ખીલવવાની હકીકત પહેલી ધ્યાનમાં રાખવી જોઇએ. ઉપર પ્રમાણે વસ્તુ સ્થિતિનું માપ તે સંબંધમાં સરકારી રીપોર્ટ મારફતે બહાર પડતા આંકડા ઉપરથી નક્કી કરવા આપણા લોકો ટેવાયેલા હોય છે અને તે ઉપરથી ફક્ત જૈનોની કેળવણીને લગતી સંખ્યામાં કેટલો વધારો થાય છે તેનો નિર્ણય કરી શકાય છે. કેળવણીના વાર્ષિક રિપોર્ટમાં જણાવ્યા પ્રમાણે પ્રાથમિક, માધ્યમિક અને વિશિષ્ટ શાળાઓમાં અને કૉલેજોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની કુલ સંખ્યા કેળવણીની પ્રગતિ સંબંધી નિર્ણય બાંધવામાં એક સાધન માત્ર છે, પરંતુ જૈન વિદ્યાર્થીઓની રીતભાતમાં અને આચાર વિચારમાં કેટલો સુધારો થયો છે તેનો આ રીપોર્ટો ઉપરથી ઘણો થોડો ખ્યાલ આવી શકે છે. પ્રાથમિક શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓમાંથી માત્ર તેર ટકા જેટલા વિદ્યાર્થીઓ માધ્યમિક શાળામાં અભ્યાસ ચાલુ રાખે છે, અને માત્ર એકજ ટકો કાલેજમાં અભ્યાસ કરે છે. જૈન કોમમાં કેળવણીની પ્રગતિનું આ શુભ ચિન્હ ગણી શકાય નહિ. તેથી જૈન કોમને માટે એટલી જરૂર છે કે કેળવણીને લગતા જે આંકડા ગવરમેંટ તરફથી દરવર્ષે પ્રસિદ્ધ થાય તેની સાથે શિક્ષકોએ અને કેળવણી ખાતાના અનુભવી અધિકારીઓએ લખેલ નોંધો પણ બહાર પાડવી જોઇએ, જેના વગર ઉક્ત રીપોર્ટો આત્મા વિનાના દેહ સમાન છે. આ પ્રકારની નોંધને અભાવે આપણે આ આંકડાઓથી સંતોષ માનવો પડે છે અને સરકારી રીપોર્ટમાં "ભણેલા" તથા "અભણ" ના મથાળા નીચે છપાતા આંકડાઓ જોવાથી આપણને લાગે છે કે આપણે સારી રીતે પ્રગતિ કરીએ છીએ. જૈન કોમના કેળવણીને લગતા આંકડાઓ તરફ જોતાં એટલું કબુલ કરવું જોઇએ કે જૈનોમાં કેળવણી સંગીન પ્રકારની અને બુદ્ધિ ખીલવનારી હોતી નથી. ઘણાખરા જૈનો અર્ધ શિક્ષિત અને સાચી કેળવણીથી રહિત હોય છે. અને તેઓ પોતાની નિર્માલ્ય અધુરી કેળવણીને આધારે રળી

ખાતા હોય છે. ખરેખરો માનસિક વિકાસ અને કેળવણીને માટે અત્યંત માન જે ખરેખરી કેળવણીનાં ચિન્હો ગણાય છે તેનો પણ તેટલોજ અભાવ જોવામાં આવે છે જૈનોમાં આવા પ્રકારની હલકી અને નિર્માલ્ય કેળવણી છે તેનું એક મુખ્ય કારણ એ છે કે કેળવણીના ઉત્કર્ષને માટે અસંખ્ય જુદી જુદી સંસ્થાઓ સ્થાપવાની ચાલુ પદ્ધતિને બદલે માનસિક વિકાસ કરનારી એક પણ સારા બંધારણ વાળી સંસ્થા નથી. કેળવણીને લગતી હીલચાલોમાં કોઇ પણ ધોરણને વળગી રહેવાનો યત્ન કરવામાં આવતો નથી. પરંતુ ઘણા ખરા જૈનો તો જેમ બને તેમ વ્હેલા પૈસા મેળવવા પુરતી શાળાની કે કૉલેજની સસ્તી કેળવણી ઉતાવળથી પ્રાપ્ત કરવા ચીંતાતુર હોય છે. ઘણાખરા માબાપો પોતાના પુત્રો પ્રતિભા સંપન્ન થાય તેના કરતાં પૈસા રળતા થાય તે વધારે પસંદ કરે છે. આનું પરિણામ એ આવ્યું છે કે આપણને ભાગ્યેજ પ્રતિભા સંપન્ન મનુષ્યો જડી આવે છે, જો કે શેર બજારની અંદર ઘણાક ફતેહમંદ દલાલો અને રૂના બજારમાં રૂના વેપારીઓ તરીકે ફતેહમંદ થએલા આપણા જોવામાં આવે છે. પણ આપણે સમજવું જોઇએ કે કોઇ પણ પ્રજા આ ક્ષણિક જીવનના લાભો માટે જીવી શકે નહિ. ભૌતિક સંપતિ ઇચ્છવા જોગ છે. તેમજ મનુષ્યે ધાર્મિક અને માનસિક કેળવણી પ્રાપ્ત કરવા યત્ન કરવો જોઇએ. જે જડવાદ આપણી કોમને અધોગત દિશાએ પહોંચાડવા ધમકી આપી રહેલ છે, તેના વધતા જતા વેગને રોકવાની મહાન અગત્ય છે. જૈનોમાં કેળવણી ખાસ કરીને સાંસારિક હેતુઓ માટે થઇ પડેલ છે તે અટકાવવા માટે કેળવણીના હેતુઓ ઉંચા પ્રકારના અને વિશાળ બનાવવાની મુખ્ય જરૂર છે. આવા સંજોગોમાં જૈન કોમમાં એક સારા બંધારણ વાળી કેળવણીની સંસ્થાની જરૂર છે કે જેમાંથી ખરેખરૂં માનસિક, કોમીય, અને પ્રજાકીય વાતાવરણ રચી શકાય. આ હેતુની સિદ્ધિ અર્થે આપણે એકાદ મહાન સંસ્થા સ્થાપીએ તે પહેલાં કેળવણીના ઉત્કર્ષ માટે હમણા એક સંસ્થા સ્થાપવાની જરૂર છે.

૨. ઉપર જણાવ્યા પ્રમાણે સરકારી રીપોર્ટોમાંથી ફક્ત કેળવણીને લગતી પ્રગતિ સંબંધી સંખ્યા જાણવામાં આવે છે છતાં જણાવવાને સંતોષ થાય છે કે મુંબઇ ઇલાકાના જાહેર કેળવણી ખાતાના ડાયરેકટરને "જૈન કોમની કેળવણી" એ વિષય ઉપર સલાહ આપવાની અરજ કરતાં તેઓએ તે સંબંધી કેટલીક સરકારી સ્કુલોના હેડ માસ્તરો તથા કેળવણી ખાતાના અનુભવી ઇન્સ્પેકટરોએ લખેલ જૈનોની કેળવણી સંબંધી ખામીઓ અને તેના સુધારવાને માટે ઉપાયોને લગતી નોંધો જૈન કોમને પૂરી પાડવા મહે-

રખાની બતાવેલ છે, જે માટે જૈન કોમ ઉપર તે અધીકારી સાહેબે ઉપકાર કર્યો છે કારણ કે જૈનોની કેળવણીને લગતી સ્થિતિનું નિશ્પક્ષપાતપણે જે નિરાકરણ કરવામાં આવેલ છે તે કેળવણીને પ્રચાર કરવા મથતા જૈનોને મનન કરવા લાયક છે. વળી મેં પણ તેઓ તરફથી આપવામાં આવેલ નોંધો ઉપર મારી સમજણ પૂર્વક નમ્ર મત રજુ કરવા કોશેસ કીધી છે અને ભવિષ્યમાં જૈનોની કેળવણી સંબંધી સ્થિતિથી જૈનોને અવારનવાર માહિતગાર રાખવા સારૂ કેળવણીના પ્રચારાર્થે રસ લેનારા વિદ્વાન અને કેળવણીના કાર્યના ખાસ અનુભવી તેમજ જૈનોની કેળવણીની સંસ્થાઓ તરફથી કેળવણીને લગતા અભિપ્રાયો અને સુચનાઓ રજુ કરવામાં આવશે તો તે જાણી હું ઘણોજ ખુશી થઈશ. જુદી જુદી સંસ્થાઓના સંચાલકો તરફની કેળવણીને લગતા ખાતાઓ તરફથી તેમની સુવ્યવસ્થા સંબંધી ગમે તેવા ગુલાબી ચિત્રો દોરવામાં આવે તે સંબંધી કાંઇ પણ અત્રે વિવેચન કરવું તે નિરર્થક છે, કારણ કે આખા હિદુસ્તાનની જૈન કોમની વસ્તીના પ્રમાણમાં આપણે કેળવણી સંબંધી કેટલો ધીમો સુધારો વધારો કરી શકીએ છીએ તે સાબીત કરવા સારૂ દાખલાઓ શોધવા જવાની જરૂર પડે તેમ નથી કે જે ફકત સરકારી વસ્તી પત્રકમાં આવતા જૈનોના કેળવણીને લગતા આંકડાઓ જોવાથી ખાતરી થાય છે.

છેવટે જણાવવાનું કે જૈન કોમની કેળવણીને લગતા પ્રશ્નને લગતો સરકારી અધિકારીઓ સાથે ચાલેલ પત્રવ્યવહાર અને તેઓ સાહેબ તરફથી જૈનોની કેળવણીના પ્રચારાર્થે કરવામાં આવેલ સુચનાઓ તરફ સમસ્ત જૈન કોમનું ધ્યાન ખેંચવા માટે જૈન એજ્યુકેશન બોર્ડ જેવી સંસ્થા કે જે ખાસ જૈનોની કેળવણીના ઉત્કર્ષાર્થે હસ્તિમાં આવેલ છે અને જેનું કર્તવ્ય ફકત જૈનોની કેળવણી સંબંધી હીલચાલોને લગતી ચળવળ કરવાનું છે તેવી જાહેર ફંડથી ચલાવવામાં આવતી સંસ્થા તરફથી પોતાની ફરજ તરીકે આ કેળવણીને લગતા અભિપ્રાયો પ્રસિદ્ધ કરવામાં આવે તે ઉત્કૃષ્ટ ગણાય તેમ મારી આકાંક્ષા હતી પરંતુ જણાવવાને ખેદ ઉત્પન્ન થાય છે કે સદરહુ સંસ્થાના ઓનરરી સેક્રેટરીઓએ આવો ઉપયોગી અને જનસમાજનું લક્ષ ખેંચનારો પૂરેપૂરો પત્રવ્યવહાર પ્રગટ કરવાનું પસંદ નહિ કરવાથી, એક વ્યકિત તરીકે મને પ્રસિદ્ધ કરવાની ફરજ પડી છે કે જે હું આશા રાખું છું કે જૈન કોમ કેળવણીની બાબતમાં કેટલી બધી પછાત છે, તે તરફ નેતાઓનું લક્ષ ખેંચવા અને તેને સુધારવા માટે ઇલાજો લેવા કોમના

કોઇ પણ જાતની ચળવળોમાં રસ લેનારા અગ્ર ગણ્ય અને જૈનોમાં જાહેર પુરૂષોમાં ખપતા આગેવાનો માટે ઉપયોગી થઇ પડશે એટલુંજ નહિ પરંતુ જૈન કોમની કેળવણીને સંગીન પાયાપર મુકવાને તેના સુધારાર્થે સત્તાનો લોભ અને આપખુદીનો ત્યાગ કરી કેવા મોટા પ્રકારની જોખમદારી તેઓના શિરપર લટકેલી છે તેનો ખ્યાલ આવે. "જૈન એજ્યુકેશન બોર્ડ" જે આખી જૈન કોમના કેળવણીના પ્રશ્નને લગતા સવાલનો નિર્ણય કરવા છેલ્લાં કેટલાક વર્ષો થયાં હસ્તીમાં આવેલ છે તે મજકુર સંસ્થાના સંવત ૧૯૬૭-૬૮-૬૯ ના રીપોર્ટમાં ઓન. સેક્રેટરીઓ નાણાની જરૂરીઆત માટે વિનતિ કરે છે કે "દયા ખાતર, તમારા બંધુઓ ખાતર, તમારા આત્મહિત ખાતર, પ્રભુ ખાતર, તમારી પાસે યથાશક્તિ જે કાંઇ અર્પી શકાય તેમ હોય તે અર્પી સ્વધર્મીઓનો ઉદ્ધાર કરો; વિશેષ લક્ષ રાખી જોશો તો જણાશે કે પ્રભુએ મોક્ષ પામવાના અનુક્રમે ચાર પગથીઆમાં દાન એ પહેલું પગથીઉં કહ્યું છે." આગળ ચાલતાં તેઓ જણાવે છે કે "મુખ્ય નાયકો, અગ્રેસરો કે જેને કોમનું હિત હૈડે હતું, જેને કોમની અવનતિ માટે ખૂબ દાઝતું, અને જે કોમના કલ્યાણકારક કાર્યો કેળવણી-પ્રચાર આદિ કરવામાં પૂર્ણ ઉત્સાહ લેવા ઉપરાંત તન, મન અને ધનની દરેક પ્રકારની સેવા આપવામાં કદી પાછી પાની કરતા નહિ તેવા મમતીલા શુર અને દાનવીર નાયકો હતભાગ્યે જૈન સમાજમાંથી અદૃશ્ય થયા છે; નવી સૃષ્ટિ સ્થાપ્ય છે, નવા વિરોધી તત્વો ઉભાં થઇ નાશ પામે છે; જૈન શાસનનું હિત સમજવામાં પછાતપણું પ્રગટયું છે—આવી સ્થિતિમાં જો નવીન અને સ્થાયી પગલાં ભરવામાં નહિ આવશે તો આપણી કોમ કે જે વસ્તીમાં દિન પ્રતીદીન ઓછી થતી જાય છે, કે જેમાં ગરીબાઇનો જબરો પગ પેસારો થયો છે અને જેમાં આર્થિક સહાયના અભાવે વિદ્યાનો પ્રચાર થતો અટકયો છે તે કોમ આગળ જતાં એવા ભયંકર સ્વરૂપમાં ફેરવાઇ જશે કે શ્રીમન્ મહાવીર પ્રભુનું કથન જાણે-અહુજ વહેલું ખરૂં પડે છે, ભસ્મ યોગ પોતાની દારૂણ અસર કરે છે એમજ ભાસમાન થશે. આવી દુર્દશાને દુર કરવા માટે દરેક જૈનને દરેક જાતની સહાય આપવામાં કટીબદ્ધ થવું ઘટે છે. 'જાગ, ઉઠ અને કાર્ય કર' એ સુત્ર ધ્યાનમાં રાખી સર્વ ઉન્નતિનું સાધન એવી કેળવણીનો પ્રચાર કરવો, કરાવવો અને અનુમોદવાનો છે, તેજ આશયથી આ બોર્ડની સ્થાપના છે અને તેજ આશય બોર્ડને નાણા આદિ સહાયથી દૃઢ કરવામાં પૂર્ણ પાર પડી શકે તેમ છે." તેમજ જૈન એસોસીએશન ઓફ ઇન્ડીઆની તારીખ

૧૨-૨-૧૯૧૭ ના રોજ મળેલ જનરલ મીટીંગમાં પ્રમુખ સાહેબે કેળવણીના પ્રચારાર્થે બોલતાં જણાવ્યું હતું કે " નાની નાની રકમોની ચાર પાંચ સ્કોલરશીપો આપીને આપણી એસોસીએશનને બેસી રહેવું એતો મને દુરસ્ત જણાતું નથી, કોમની હાજતો એટલી બધી છે કે કેળવણીના અંગે આપણી પાસે લાખો રૂપીઆનું ફંડ હોય તોપણ વધારે ધનની જરૂર પડે, તો પછી આપણે તેવું એક જબર ફંડ ઉભું કરવા કમર બાંધવી જોઇએ." અત્રે મારે જણાવવાની દીલગીરી ભરેલી ફરજ પડે છે કે આખી જૈન કોમના કેળવણીના પ્રશ્નને હાથ ધર્યા પછી જાહેર સંસ્થાઓના કાર્ય કર્તાઓ, કેળવણીના પ્રચારાર્થે આવી રીતે રોદણાં રોવાથી તેમજ બળાપા કાઢવાથી તદ્દન ભૂલી જાય છે કે આ તેમના ખાલી ખોખાઓની એક ફુટી બદામ પણ ઉપજે તેમ નથી. જ્યાં સુધી વ્યવહારીક પ્રતિભા સંપન્ન અગ્રસરો આગળ પડી આ યોજના હાથમાં લે નહિ અને ઘટતો ફેરફાર કરે નહિ ત્યાં સુધી બધું નકામું છે. અત્યાર સુધી આપણે જોઇએ છીએ કે હીંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી પાંજરાપોળોની તેમજ તીર્થોના અને જીર્ણોદ્ધારના કાર્ય માટે અનેક ટીપો ચાલુજ થયા કરે છે પરંતુ ખેદ સાથે મારે જણાવવું પડશે કે જૈન એજ્યુકેશન બોર્ડના પ્રતિનિધિઓ જેમની ફકત ઇલાકા વાર નહિ પરંતુ પ્રાંતવાર નીમણુકો કરવામાં આવેલ છે તેમાંના કેટલાક શ્રીમંત હોવા ઉપરાંત સ્વતંત્રતાથી પોતાના પુત્રોના પુત્રોનું ભરણ પોષણ થાય તેવા સાધન સંપન્ન હોવા છતાં, અત્યાર સુધીમાં કયા પ્રતિભા સંપન્ન પાંચ અધિકારીઓએ અંતરની લાગણીથી કેળવણીના પ્રચારાર્થે પોતાનો આત્મભોગ આપી બે ચાર માસ સુધી ગામે ગામ મુસાફરી કરી એક જબરજસ્ત ફંડ એકઠું કરવા કોશેસ કીધી છે? સામાજીક સેવાના કાર્યમાં પ્રવેશ કરનારે ખાસ યાદ રાખવું જોઇએ કે જે સંસ્થામાં પોતાની મહત્વાકાંક્ષા વધારવાની ખાતર સમાજના આગેવાન તરીકેની ઉચ્ચ પદવી મેળવ્યા બાદ તે અધિકાર અથવા હોદ્દો હાથમાંથી જતો રહેશે એવી ધાસ્તીથી સદા શિથિલપણું બતાવી, દીર્ઘ દ્રષ્ટિવાન હોવાનો ડોળ બતાવનારા અને માન ખાટનારા કાર્યવાહકો હોય તે કદી ફતેહમંદ થઇ શકે નહિ. તેમજ જે ઠેકાણે કાર્યવાહકો પોતેજ પૂરી રીતે આત્મભોગ આપી સામાજીક સેવાના કાર્યો કરવાની આવડતવાળા ન હોય તેમજ ફકત લક્ષ્મીથી મદાંધ થએલ વ્યક્તિઓનું બહુ માન કરવા સારૂ પોતાનું સ્વમાન સાચવીને કાર્ય કરતાં ડરે છે તેઓ પણ કદી ફતેહમંદ થઇ શકે નહિ. મુંબઇ જેવા શહેરમાં, અનેક શ્રીમંત જૈનો વસે છે અને તેઓ ધારે તો ઘડીના છઠ્ઠા ભાગમાં

જૈનોની કેળવણીના પ્રચારાર્થે એક જબરજસ્ત ફંડ એકઠું કરી શકે તેમ છે કારણકે જે કોમમાંથી, આખા હિંદુસ્તાનમાં કેળવણીના પ્રચારાર્થે સ્થાપવામાં આવતી હિંદુ યુનીવરસીટી માટે પંડિત મદનમોહન માલવીઆ હજારો રૂપિયા મેળવી શકયા છતાં તે કોમના વિદ્યાર્થીઓ આર્થિક સહાયના અભાવે કેળવણી વિના રખડે તે જોવા કોઇ રાજી હોય નહિ; પરંતુ કેળવણીના પ્રચારાર્થે કોઇ પણ યોજના, કોઇ પણ જાહેર સંસ્થા તરફથી બહાર પાડવામાં આવે અને જોઇતા પ્રમાણમાં ફંડ મેળવી શકે નહિ તેમજ પૂરતી ફતેહમંદીથી કાર્ય પણ કરી શકે નહિ તેનાં કારણો માટે મારે ખુલ્લે દિલ્લે કહેવું પડશે કે કાંતો શ્રીમંતોને તેમના કામની ફતેહમંદીમાં વિશ્વાસ નથી અથવા તો કાર્ય કર્તા આગેવાનોમાં કાર્ય કરવાની પૂરતી લાયકાત નથી,–ગમે તેમ હો–પરંતુ મહારે કહેવું જોઇએ કે જૈન શ્રીમંતોની બહોળી સખાવતો મોટે ભાગે લાગે વગે તેમજ છુટા છવાયા પ્રયન્તોમાં થતી હોવાથી જાહેર જનસમુહની જાણમાં તેની ગણતરી અંકાઇ શકાતી નથી. જૈનોની સામાજીક સ્થિતિ સુધારવા માટે આવી જાતની સખાવતો એક જાહેર સંસ્થા મારફતે થાય અને તેનો લાભ આખા હિંદુસ્તાનની જૈન કોમને મળે તે ઉદ્દેશથી જૈન કોનફરન્સની હેડ ઓફીસના કેન્દ્રસ્થાન તરીકે મુંબઇ શહેરને પસંદ કરી કોમને લગતી સઘળી સાર્વજનીક હીલચાલો સંબંધી પ્રગતીવાચક પ્રયન્તો શરૂઆતમાં એટલા મોટા પ્રમાણમાં હાથ ધર્યા કે જાણે આ સંસ્થાથીજ, જૈન કોમની ઉન્નતિ થશે અને તેને લીધે મુંબઇ, અમદાવાદ, પુના, પાટણ, વડોદરા અને ભાવનગર વગેરે શેહેરોએ, તેના વાર્ષિક સંમેલનોના આમંત્રણો કરી, આખા ભારતવર્ષના જૈનોના ઉદયમાં અમારો પણ ફાળો છે એવો દેખાવ કરી, કોમની અજ્ઞાન, ભોળી અને અંધશ્રદ્ધાળુ પ્રજામાં કોનફરન્સનું તેમજ તેના જન્મ આપનાર પીતાનું નામ દરેક ગામે ગામે અને ઘરે ઘરે પ્રસીદ્ધીને પમાડયું અને તેના નિભાવાર્થે શરૂઆતમાં એક સારૂં જેવું ફંડ પણ એકઠું કરી શકાણું, પરંતુ ખેદની બીના તો એ છે કે અત્યારે હવે કોનફરન્સની હીલચાલ કેમ ચાલે છે તેમજ તેનો જન્મ આપનાર પીતા કયે ઠેકાણે નીંદ્રા લે છે તેમજ તેની પાછળ તાળીઓના અવાજથી વધાવી લેનાર તેના લેફટેનન્ટો શું પ્રવૃતીમાં પડયા છે તેથી હાલ જૈન સમાજ તદન અજ્ઞાન છે. કોનફરન્સ ઓફીસ જાણે કે ફકત હૈયાતી ભોગવે છે તે જાહેરની જાણમાં રહે તેટલા સારૂ ફકત નોકરોના પગાર ખર્ચવા ઉપરાંત કયું સંગીન કાર્ય કરે છે તે તો હવે પછી જ્યારે તેનો રીપોર્ટ બહાર પડશે એટલે ખબર પડશે. સદરહુ સંસ્થા તરફથી કોમની ઉન્નતિ

અર્થે સુકૃત ભંડાર તેમજ પંચાયત ફંડ જેવી જુદી જુદી યોજનાનો પણ જોઇએ તેવો સંતોષકારક જવાબ જૈન પ્રજા વાળી શકી નથી તે શું બતાવી આપે છે તે સમજુ વર્ગે વીચારવાનું છે? દેશોન્નતિના કાર્યમાં જૈનો ફાળો આપે તે ઘણાજ આનંદની વાત છે પરંતુ એક જૈન સંસ્થાનો સેક્રેટરી કે પ્રેસીડેન્ટ પોતાની સતા નીચે રહેલી સંસ્થા ટગુમગુ સ્થિતિમાં જુએ અને તેની ઉન્નતિને માટે કાંઇપણ કયાસ કરે નહિ અને પોતાની બહોળી સખાવતોનો લાભ બીજાઓથી લેવાય તે પસંદ કરવા જોગ નથી. આવી રીતે જૈન સંસ્થાઓની કફોડી સ્થિતિનો વિચાર કરતા તેમજ જૈનોની અનિવાર્ય હાજતોનું મુખ્ય કારણ જે કોમની અજ્ઞાનતા છે તે દુર થાય તેવા શુદ્ધ આશયથી આ ઉપયોગી પત્રવ્યવહાર જૈનકોમના બહોળા ફેલાવા સારૂ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે, પરંતુ હું ધારૂં છું કે કદાચ આવો પત્રવ્યવહાર હાલ તુરત લાભકર્તા નીવડવાનો સંભવ ઓછો હોવા છતાં જૈનકોમના ભાવિ ઉદય માટે ઉપયોગી થઇ પડશે એમ ઇચ્છી આ કેળવણીને લગતી પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે તે અગાઉ ટુંકમાં જણાવવાનું કે કોમની આર્થિક ઉન્નતિનું મૂળ જે આગળ વધવાની આકાંક્ષા છે તેને પોષણ આપવા સારૂ ઉંચી કેળવણીજ ઉપયોગી થઇ પડશે, તેટલા સારૂ અજ્ઞાનતાનો અંધકાર જે આપણી જૈનકોમમાં વ્યાપી રહેલ છે તે દૂર થાય તે સારૂ સ્વ૦ મ૦ ગોખલેના કેળવણીનો ખરડો ધારાસભામાં રજુ કરતી વખતના શબ્દો જૈનકોમના હિતાર્થીઓએ ખાસ મનન કરવા લાયક હોવાથી ફરીથી જૈનકોમ સન્મુખ રજુ કરૂં છું. સ્વ૦ મ૦ ગોખલેએ કહ્યું હતું કે " સાહેબ, કેળવણીની વિશાળ સાર્વદેશીય યોજનાજ બધી બદી દુર કરશે અને નવું સ્વર્ગ તથા નવી પૃથ્વી ઉત્પન્ન કરશે, એવી કલ્પના કરે એવો કોઇ પણ મુર્ખ હશે નહિ, પુરૂષો અને સ્ત્રીઓ તેમ છતાં પોતાની અપૂર્ણતાઓ દૂર કરવા મથશે અને જીવન, અન્યાય અને દુઃખ તથા સ્વાર્થ અને ટંટાનું દર્શન રજુ કરશે, અજ્ઞાનતા દુર થશે, માટે ગરીબાઇ દુર થઇ જવાની નથી અને સ્વદેશ હિતના તથા ઉદારતાના કાર્યોની જરૂર ઓછી થશે નહિ; પરંતુ કેળવણીનો પ્રચાર થતાં અમારા પ્રજા સમૂહને જીવનમાં વધારે સારી તકો મળી શકશે. દરેક પ્રયત્નો માટે, પછી તે અધિકારી હો કે બીન અધિકારી, લોકોના સંબંધ માટે, તેમની સામાજીક પ્રગતિ માટે, નૈતિક સુધારણા માટે, સાર્વદેશીય કેળવણીની ફતેહની સારી આશાઓ આપશે. મારા સાહેબ! હું જાણું છું કે મારો ખરડો દિવસ પૂરો થાય તે પહેલાંજ ફેંકી દેવામાં આવશે. હું ફરિયાદ કરતો નથી, મને નિરાશા પણ થશે નહિ, મને હમેશ લાગ્યું

છે અને મેં વારંવાર કહ્યું પણ છે કે ચાલુ જમાનાના અમે સર્વ પુરૂષો અમારા દેશ બંધુઓની સેવા અમારી નાસીપાસીથીજ કરવા માંગીએ છીએ. તેમની ફતેહથી દેશની સેવા કરનારા સ્ત્રી પુરૂષો હવે પછી આવશે. પ્રગતિની કુચમાં અમને જે સ્થાન આપવામાં આવ્યું છે તે અમારે ખુશીથી સ્વીકારી સંતોષ માનવો જોઈએ. જયાં સુધી એના મૃત સ્વરૂપોને પગથીઆ તરીકે લઇ એક નવીન ધારો જે આખા દેશમાં કેળવણીનો પ્રકાશ ફેલાવે તે પસાર થશે ત્યાં સુધી આજે નાંખી દીધેલો ખર્ડો ફરી ફરીને પાછો આવશે; એમ પણ બને કે આ ધારણા ખરી ન પડે, એમ પણ બને કે આપણા પ્રયત્ન આડકતરી રીતે પણ મહાન કાર્ય આપણા અંતઃકરણમાં છે તેને વધારવા માટે કાંઇ કરી ન શકે અને દરિયા કીનારાની રેતીમાં હળ ફેરવવા જેવું પણ થાય; પરંતુ સાહેબ, અમારી મહેનતનું છેવટ ગમે તેમ આવે છતાં એક વાતતો સ્પષ્ટ છે કે અમે અમારી ફરજ બજાવી છે એમ માનવાનો હક્ક અમનેજ રહેશે, અને જયાં ફરજની આજ્ઞા સ્પષ્ટજ છે ત્યાં મહેનત કરીને નાસીપાસ થવું તે મુદ્દલ મહેનત નહિ કરવા કરતાં વધારે સારૂં છે. ”

મુંબઇ,
૧૫ મી આગસ્ટ ૧૯૨૧.

નરોતમ બી. શાહ.

# જૈન કોમમાં કેળવણીને લગતો લેખ.

કેળવણી માનવ જાતિનો એક સર્વોત્તમ ગુણ છે; અને તેના પર પોતાનો તથા પોતાની જ્ઞાતિ અથવા સમાજનો ઉત્કર્ષ અવલંબી રહેલ છે; તેથી એમ માલૂમ પડ્યું છે કે જૈન કોમમાં કેળવણીની વૃદ્ધિ કરવાના સંબંધમાં જ્ઞાતિ હિતૈષીઓએ જરૂર પુરતું કરવાને સંભવિત યત્નો કરવા જોઇએ, અને પોતાના બાળકોની કેળવણી વિષયક વાસ્તવિક સ્થિતિ કેળવણીના અને જ્ઞાતિના દૃષ્ટિબિંદુથી જાણવાને આ યોગ્ય અવસર છે. અને જ્યાં જરૂર હોય ત્યાં સુધારો કરવા માટે યોગ્ય ઉપાયો યોજવાને તેઓની શિક્ષણપદ્ધતિ અસરકારક છે કે નહિ તેનો તેઓએ પોતે વિચાર કરવો જોઇએ.

## હિંદુસ્તાનમાં જૈનોની વસ્તી.

ઇ. સ. ૧૯૧૧ ના વસ્તી પત્રકના રિપોર્ટ પ્રમાણે આખા હિંદુસ્તાનમાં બધા મળી લગભગ ૧૨,૪૮,૧૮૨ જૈનો છે. આમાંથી ૩૬ ટકા જેટલી સરકારી જીલ્લાઓમાં જૈનોની વસ્તી છે. દેશી રાજ્યો તથા એજન્સીઓમાં ૬૪ ટકા જેટલી છે. મુંબઇ ઇલાકામાં ૪૦ ટકા, સંયુક્ત પ્રાંતમાં ૬ ટકા, અને મધ્ય પ્રાંતમાં અને બીહારમાં ૬ ટકા જૈનોની વસ્તી છે. દીલ્હી સુદ્ધાં પંજાબમાં ૪ ટકા, મદ્રાસમાં ૨ ટકા અને અજમેર મારવાડમાં દોઢ ટકો જૈનોની વસ્તી છે. અન્ય ઇલાકાઓમાં જૈનોની વસ્તી એટલી બધી ઓછા પ્રમાણમાં છે કે તે ગણત્રીના દૃષ્ટિબિંદુથી વિચારવાની આવશ્યકતા નથી. જે દેશી રાજ્યોને અને એજન્સીઓને ઉપરોક્ત ઇલાકાઓમાં ગણવામાં નથી આવ્યા તેમાં લગભગ ૪૦ ટકા જૈનોની વસ્તી છે.

## જૈન કોમમાં ભણેલા પુરૂષોની સંખ્યા—

સદરહુ રિપોર્ટ મુજબ જૈન કોમના ૬,૪૩,૫૫૩ પુરૂષોમાંથી લગભગ ૫૦ ટકા ભણેલાઓ છે. એટલે કે ૩,૧૮,૫૮૫ પુરૂષોને લખતાં વાંચતાં આવડે છે. ૫ થી ૧૫ વર્ષની વયના ૧,૪૧,૨૨૭ છોકરાઓ પૈકી ૪૦,૨૫૩ બાળકો શાળાઓમાં અભ્યાસ કરે છે એટલે ૨૮ ટકા અભ્યાસ કરે છે. ફરજીયાત વગર ૨૮ ટકા જૈન બાળકો શાળાઓમાં ભણે છે એ સંતોષ અને આનંદની વાર્તા છે. કેમકે આખા હિંદુસ્તાનમાં વસ્તીની કેળવણીનું ધોરણ માત્ર ૧૫ ટકા છે આ તેર ટકાનો વધારો જૈન કોમ વ્યાપારમાં આગળ વધેલી છે તે વાતને આભારી છે.

## જૈન કોમમાં ભણેલી કન્યાઓ—

ઉક્ત રિપોર્ટ અનુસાર ૫ થી ૧૫ વર્ષની વયની જૈન કન્યાઓની સંખ્યા ૧,૨૬,૩૧૩ છે. જેમાંથી ફક્ત ૬,૯૨૨ કન્યાઓ શાળાઓમાં અભ્યાસ કરે છે; એટલે કે પાંચથી છ ટકા અભ્યાસ કરે છે. ઉપરના આંકડાઓ

તપાસતાં પ્રાથમિક કેળવણીના સંબંધમાં જૈન કન્યાઓની કેળવણીની આવી શોચનીય સ્થિતિ જોઇએ છીએ, ત્યારે માધ્યમિક અને ઉચ્ચ કેળવણીના સંબંધમાં શુભ પરિણામની આશા રાખવી મુશ્કેલ છે–હું દિલગીર છું કે માધ્યમિક અને ઉચ્ચ કેળવણી લેતી જૈનકન્યાના આંકડા જૈન સમાજ આગળ રજુ કરી શકતો નથી, નહિં તો આંકડાઓથી આ વિષયપર વિશેષ અજવાળુ પડી શકત.

## મુંબઈ ઈલાકામાં જૈનોની કેળવણી વિષયક સ્થિતિ—

કેળવણીના કાર્યમાં રસ લેનારા જ્ઞાતિના હિતચિંતકોની સમક્ષ રજુ કરવાના હેતુથી દરેક ઇલાકામાં જૈનોની વસ્તીના પ્રમાણમાં પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓના આંકડા નામદાર સરકારના કેળવણીખાતાના અધિકારીઓ પાસેથી મેળવવાને મેં યત્ન કર્યો હતો; પરંતુ ઉક્ત આંકડાઓ તે સમયે લભ્ય થઇ શકે એમ નહિ હોવાથી હિંદી સરકારના કેળવણીખાતાના મે. કમીશનર સાહેબે મને જણાવવા મહેરબાની કરી છે કે તે આંકડાઓ હવે પછીના રિપોર્ટમાં બનતા સુધી દાખલ કરવામાં આવશે. જેથી કરીને આ લેખમાં મુંબઇ ઇલાકાના દરેક જીલ્લાની પ્રાથમિક, માધ્યમિક, અને વિશિષ્ટ શાળાઓમાં તેમજ કોલેજોમાં અભ્યાસ કરતા જૈન વિદ્યાર્થીઓના આંકડા આપવાનું મેં પસંદ કર્યું છે. અને તે આંકડાઓ મે. ડાયરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશનની મહેરબાનીથી મુંબઇ ઇલાકાના ભિન્ન ભિન્ન ભાગોના કેળવણીખાતાના અધિકારીઓ પાસેથી હું મેળવી શક્યો છું. આ ઈલાકામાં જૈનોની વસ્તી લગભગ ૪૦ ટકા જેટલી છે. અને તેથી હુ ધારૂં છું કે ઉક્ત આંકડાઓ કેળવણીના કાર્યમાં રસ લેનારાઓને અત્યંત મહત્વના થઇ પડશે, કે જેથી કરીને તેઓ પોતાની કોમમાં કેળવણીનું ક્ષેત્ર વિશાલ અને વિસ્તૃત કરવાને આવશ્યક ઉપાયોની યોજના ઘડી શકે.

મે. ડાયરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશનના રિપોર્ટ પ્રમાણે મુંબઇ ઇલાકાની શાળાઓ તથા કોલેજોમાં કેટલા વિદ્યાર્થીઓએ ગયા ત્રણ વર્ષમાં અભ્યાસ કર્યો છે તે નીચે લખેલા આંકડાપરથી સ્પષ્ટત: સમજાશે.

| વર્ષ. | વિદ્યાર્થીઓની સંખ્યા. | | | |
|---|---|---|---|---|
| | પ્રાથમિક શાળામાં | માધ્યમિક શાળામાં | વિશિ ષ્ટશાળામાં | કોલેજોમાં |
| ૧૯૧૪... | ૧૬,૬૮૬ | ૨૦૫૩ | ૧૫૬ | ૧૮૭ |
| ૧૯૧૫... | ૧૭,૦૬૪ | ૨૨૩૫ | ૧૫૯ | ૨૪૨ |
| ૧૯૧૬... | ૧૭,૦૬૪ | ૨૩૨૩ | ૨૩૪ | ૧૯૨ |

આ ઉપરથી જોઇ શકાશે કે પ્રાથમિક શાળાઓમાં અભ્યાસ કરતા ૧૬ થી ૧૭ હજાર જૈન વિદ્યાર્થીઓ પૈકી માત્ર ૧૨ થી ૧૩ ટકા માધ્ય-

મિક શાળાઓમાં અભ્યાસ આગળ ચલાવે છે. અને માત્ર એક ટકો જ કોલેજમાં જાય છે એ ખાસ ધ્યાન ખેંચનારી બાબત છે.

## મુંબઈ ઈલાકાના દરેક જીલ્લામાં ભણેલા જૈનો—

ઉપર આપેલા આંકડાઓ વિષે વિસ્તારમાં જાણવા માટે અને કયા જીલ્લામાં જૈન વિદ્યાર્થીઓ માધ્યમિકશાળાઓ અને કાલેજોમાં આગળ અભ્યાસ કરતા વિશેષ પ્રમાણમાં અટકી જાય છે તે જાણવા માટે નીચે આપેલ આંકડાઓ અત્યંત ઉપયોગી થઇ પડશે.

૧૯૧૭ ના માર્ચ માસમાં પૂર્ણ થતા વર્ષના રિપોર્ટ પ્રમાણે દરેક જીલ્લાની પ્રાથમિક, માધ્યમિક અને વિશિષ્ટ શાળાઓ તથા કાલેજોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સંખ્યા નીચે પ્રમાણે છે.

| જીલ્લાનું નામ. | પ્રાથમિક શાળામાં. | માધ્યમિક શાળામાં. | વિશિષ્ટ શાળામાં. | કાલેજોમાં. |
|---|---|---|---|---|
| અમદાવાદ. | ૪૬૫૦ | ૯૬૫ | ૬૦ | ૧૦ |
| ખેડા. | ૧૦૭૫ | ૧૫૬ | ...... | ...... |
| પંચમહાલ. | ૨૫૧ | ૪૬ | ...... | ...... |
| ભરૂચ. | ૪૮૯ | ૭૨ | ...... | ...... |
| સુરત. | ૧૪૪૯ | ૨૫૬ | ૧ | ...... |
| થાણા. | ૨૩૨ | ૨ | ...... | ...... |
| ડીસાકેમ્પ. | ૨૩ | ૧૫ | ...... | ...... |
| મહીકાંઠા એજન્સી | ૧૦૫૪ | ૬૪ | ...... | ...... |
| પાલણપુર એજન્સી. | ૧૫૮૪ | ૨૬૬ | ...... | ...... |
| રેવાકાંઠા એજન્સી | ૧૯૬ | ૭ | ...... | ...... |
| ખંભાત સ્ટેટ. | ૨૮૮ | ૪૫ | ...... | ...... |
| કચ્છ એજન્સી. | ૧૭૬૦ | ૧૧૫ | ...... | ...... |
| સુરત એજન્સી. | ૫૩ | ૩ | ...... | ...... |
| વડોદરા એજન્સી. | ...... | ૩ | ...... | ...... |
| સિંધ. | ૭૮ | ૪૩ | ૩ | ..... |
| મુંબઇ શહેર. | ૧૩૬૧ | ૪૯૯ | ૯૦ | ૧૫૦ |
| પુના. | ૧૨૯૯ | ૬૪ | ૫૫ | ૩૧ |
| સતારા. | ૯૨૦ | ૨૦ | ...... | ...... |
| સોલાપુર. | ૫૭૪ | ૩૦ | ૫ | ...... |
| અહમદનગર. | ૧૦૦૨ | ૨૬ | ...... | ...... |
| નાસીક. | ૭૦૦ | ૧૫ | ૧ | ...... |
| પૂર્વ ખાનદેશ. | ૬૫૧ | ૧૭ | ...... | ...... |
| પશ્ચિમ ખાનદેશ. | ૩૫૭ | ૮ | ...... | ...... |
| દક્ષિણ ખાનદેશ. | ૨૦૭૭ | ૧૦૭ | ૮ | ...... |

માધ્યમિક શાળાઓ અને કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓની ઉપર પ્રમાણે સંખ્યા જોઇને ખરેખર પ્રત્યેક જૈનને ખેદ થશે કે જ્ઞાતિના ભૌતિક ઉત્કર્ષના દૃષ્ટિબિંદુથી જોતાં પણ પોતાની કોમ આગળ વધવાને બદલે ઘણીજ પછાત રહી ગઇ છે. ભિન્ન ભિન્ન આંકડાઓ જોઇને અને દરેક પ્રાંતની માધ્યમિક શાળાઓ અને કોલેજોમાં ભણતા જૈન વિદ્યાર્થીઓની સંખ્યાપરથી કેળવણીના દૃષ્ટિબિંદુથી આપણી કોમના ઉત્કર્ષની મંદ પ્રગતિ જોઇને ભવિષ્ય ભાખી શકાય કે કેળવણીના ક્ષેત્રના વિસ્તાર માટે સંગીન અને અવિચ્છિન્ન પ્રયત્નો કરવામાં નહિ આવે તો બીજી આગળ વધેલી કોમો સાથે કેળવણીના, સામાજીક અને રાજકીય પ્રકરણમાં પોતાની કોમને એક પ્રતિષ્ઠિત કોમ તરીકે ટકાવી રાખવાનું કાર્ય મુશ્કેલ થઇ પડશે. જૈન કોમના વિદ્વાન વિચારકોએ આ મુદ્દાના પ્રશ્નોપર ગંભીરતા પૂર્વક વિચાર કરવાનો છે. **કોઇ પણ પ્રજાનું ભવિષ્ય માધ્યમિક કેળવણીથી જ ઘડાય છે,** એ વિસરી જવું જોઇએ નહિ. જૈન બાળકોની કેળવણી સંકુચિત, એક પક્ષી અને વ્યાપારરૂપ એકજ લક્ષ્યસ્થાને પહોંચાડનારી છે. તે અત્યંત શોચનીય ઘટના છે. દુર્ભાગ્યવશાત્ આવા મર્યાદિત હેતુને લઇને આપણી કોમના ઘણાખરા યુવકો ઉચ્ચતર કેળવણી લેતા અટકી જાય છે. અન્ય કોમો સાથે સરખાવતાં જૈન કોમ કેળવણીના વિષયમાં પછાત રહી ગઇ છે તે તેને લઇને છે એમ મને લાગે છે. જૈન કોમના મધ્યમ અને ગરીબ વર્ગોમાં વધતી જતી ગરીબાઇ, નિશ્ચલતા, આચારભ્રષ્ટતાનું આ એક મુખ્ય કારણ છે. તેથી કેવળ આત્મહિત સાધવામાં અહોનિશ રચ્યાપચ્યા રહેવાને બદલે જે યોગ્ય ઉપાયોથી આપણો હેતુ સાધી શકાય એમ હોય તેને માટે આપણી કોમના ધનવાન અને વિદ્વાન નેતાઓને વિચારણા અને પ્રયાસ કરવાનો આ ઉચિત સમય છે. છેવટે હાલની અધોગત સ્થિતિમાંથી કેળવણીને સંગીન પાયાપર મુકવાને તેની મુશ્કેલીઓ જાણીને કેળવણીના અનુભવ અને નિરૂપણ સહિત કોમમાંથી કોઇ વિદ્દદ્રત્ન આગળ આવવાને પ્રેરાશે એવી મારી અંતઃકરણ પૂર્વક પવિત્ર ભાવના અને સદિચ્છા છે. અસ્તુ.

**નરોત્તમ બી. શાહ.**

# જૈનોની કેળવણી સંબંધી શોચનીય સ્થિતિ સુધારવા સારૂ સરકારી કેળવણી ખાતાના અધિકારીઓ સાથે ચાલેલ પત્રવ્યવહાર.

મુંબઈ, તા. ૧-૧૨-૧૯૧૮.

મહેરબાન જાહેર કેળવણી ખાતાના અધિકારી જોગ:—

સાહેબ,

'જૈન કોમમાં કેળવણી' એ નામનો મારો લેખ આ સાથે આપને મોકલવાની રજા લઉં છું. અને સાથે વિનંતી કરૂં છું કે જૈનોની કેળવણી સંબંધી પરિસ્થિતિ સુધારવા માટે તેમજ માધ્યમિક શાળાઓમાં અને કૅાલેજોમાં અભ્યાસ ચાલુ રાખવામાં જૈન વિદ્યાર્થીઓને પડતી મુસ્કેલીઓ દૂર કરવા માટે કયા ઉપાયો વિશેષ યોગ્ય અને અસરકારક નીવડી શકશે તે સૂચવવાની કૃપા કરશો. આ સાથેના આંકડાઓ ઉપરથી આપ જોઇ શકશો કે આખા મુંબઈ ઇલાકામાં માધ્યમિક શાળાઓમાં ભણતા જૈન વિદ્યાર્થીઓની સંખ્યા માત્ર તેર ટકાજ છે, અને મુંબઈ ઇલાકાના કેટલાક ભાગમાં તો ઘણા ખરા જૈન વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ ભાગ્યેજ પ્રાથમિક શાળાથી આગળ ચાલુ રાખે છે.

મુંબઇ ઇલાકાના જુદા જુદા પ્રાંતોમાં જૈનોની કેળવણી સંબંધી પરિસ્થિતિ સુધારવામાં સહાયભૂત થવાના વિચારથી આપને આ પત્રમાં વિનંતી કરવાની તક લઉં છું કે દરેક સ્થળે ખરેખરા લાયક વિદ્યાર્થીઓને કૅાલેજનો અભ્યાસ ચાલુ રાખવામાં ઉત્તેજન અને મદદ રૂપ થઇ પડે તેવાં વિદ્યાર્થીવેતનો (Scholarships) કેવા પ્રકારના સ્થાપવા જોઇએ તે સંબંધી આપનો અભિપ્રાય જણાવશો. જેથી કરીને હું જૈન સંસ્થાઓને તેમજ કેળવણીના ઉત્કર્ષ માટે પ્રયાસ કરનાર શ્રીમંત જૈનોને કેળવણીનાં કાર્ય માટે તેઓની પાસે રહેલાં દ્રવ્યનો આપના અભિપ્રાય મુજબ સદુપયોગ કરવા માટે આગ્રહપૂર્વક વિનંતી કરી શકું. જેને માટે હું આપનો સદાને માટે અત્યંત આભારી રહીશ.

નરોત્તમ બી. શાહ.

## મજકુર પત્રનો મુંબઈ ઇલાકાના જાહેર કેળવણી ખાતાના અધિકારી સાહેબ તરફથી આપવામાં આવેલો પ્રત્યુત્તર.

નં.—૧૬૨૧. જાહેર કેળવણી ખાતાના અધિકારીની ઑફીસ.
પુના તા. ૧૦–૨–૧૯૨૦.

મી. નરોત્તમ બી. શાહ જોગઃ—

સાહેબ,

તમારા તા. ૧ લી ડીસેમ્બર ૧૯૧૮ ના પત્રના જવાબમાં જણાવવાનું કે આ પત્રની સાથે મેસર્સ પી. લૉરી, બી. એન. દેશાઇ, એચ. એમ. મહેતા, તથા એસ. એમ. દલાલના પત્રોની નકલો મોકલેલ છે. અને તેમાં મેસર્સ લૉરી અને દેશાઇના પત્રો તરફ તમારૂં ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે. જેમના મત સાથે મહેરબાન કેળવણી ખાતાના અધિકારી સાહેબ પુરેપુરા સંમત છે.

(સહી.) બી. એન. દેસાઈ.
જાહેર કેળવણી ખાતાના અધિકારી વતી.

---

## મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેકટર મી. ઍફ. બી. પી. લૉરીનો અભિપ્રાય.

નં. ૮૮૩૧ મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઈન્સપેકટરની ઑફીસ. પુના તા. ૨૨–૧૨–૧૯૧૯.

મહેરબાન જાહેર કેળવણી ખાતાના અધિકારી સાહેબની સેવામાં,

સાહેબ,

તમારા તા. ૨૩ ડીસેમ્બરના ૧૧૮૫૩ નંબરના પત્રના જવાબમાં હું આ પત્રની સાથે મુંબઇના કેળવણી ખાતાના માજી ઇન્સ્પેકટર રા. બી. એન. દેશાઇના પત્રની નકલ બીડું છું.

રા. ભીમભાઇની ટીકાઓ મુદ્દાસર અને જૈનોમાં કેળવણીની મુખ્ય ખામીઓ દર્શાવનારી છે એમ મારી માન્યતા છે. કેળવણીમાં જે ઘણીખરી ખામીઓ જોવામાં આવે છે તે સહકાર્ય અને હેતુસાધન વચ્ચેની બંધબેસતી બુદ્ધિપૂર્વકની ઘટનાના અભાવને આભારી છે એમ હું ધારૂં છું. મી. નરોતમ બી. શાહને રા. ભીમભાઇના પત્રની એક નકલ મોકલવા મારી ભલામણ છે.

મારી બીજી ભલામણ એ છે કે જૈન લોકો વેપારી હોવાથી તેઓને મુખ્યત્વે કરીને માધ્યમિક કેળવણીની જરૂરીયાત છે. આ બાબત ધ્યાનમાં

રાખીને મુંબઇની બાબુ પન્નાલાલ પુનમચંદ જૈન હાઇસ્કુલમાં શરૂઆતમાં અન્યભાષા તેમજ બીજા કેટલાક અઘરા અને બીનજરૂરી વિષયો કાઢી નાંખીને સ્હેલો અભ્યાસક્રમ ગોઠવવામાં આવ્યો હતો. એમ છતાં તેજ સ્કૂલમાં મારા માનવા પ્રમાણે, હાલમાં ચાલુ રૂઢ થઇ ગયેલા અભ્યાસક્રમ મૂજબ શિક્ષણ આપવામાં આવે છે. આ અભ્યાસક્રમ કે જેમાં અન્યભાષા, બીજ ગણિત અને ભૂમિતિનો સમાવેશ કરવામાં આવેલ છે, તે ઘણા ખરા જૈન વિદ્યાર્થીઓને માટે તદ્દન પ્રતિકુળતા ભરેલો છે. તેથી મારી એવી સૂચના છે કે જે જૈન વિદ્યાર્થીઓ યુનિવર્સિટીની કેળવણી લેવા માગતા હોય તેઓને માટે એ પ્રકારના શિક્ષણની ખાસ ગોઠવણ કરવી અને બીજા વિદ્યાર્થીઓને માટે આધુનિક વ્યવહારમાં ઉપયોગી થઇ પડે તેટલું અંગ્રેજી ભાષાનું જ્ઞાન તેમજ ભૂગોળનું અને ખાસ કરીને વેપારી ભૂગોળનું જ્ઞાન તેઓને મળી શકે તેવી જાતનો અંગ્રેજી અને માતૃભાષાનો સ્હેલો અભ્યાસક્રમ ગોઠવવો તે વધારે પસંદ કરવા લાયક છે કે નહિ તે વિષે વિચાર કરવાની જરૂર છે.

( સહી )—પી. લૉરી.
મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર.

---

## સરકારી કેળવણી ખાતાના ડેપ્યુટી ઇન્સ્પેકટર મી. બી. એન. દેશાઇનો અભિપ્રાય.

નં૦ ૨૮૦૫ મુંબઇ તા. ૪-૩-૧૯૧૯.

મધ્યવિભાગના કેળવણી ખાતાના મહેરબાન ઇન્સ્પેકટર સાહેબ પ્રતિ.
સાહેબ,

આપના તા. ૫ મી ફેબ્રુવારીના ૧૨૫૬૭ નંબરના પત્રના જવાબમાં લખવાનું કે આ સાથે ચાર અધિકારીઓના અભિપ્રાય મોકલું છું. મારો પોતાનો અભિપ્રાય નીચે મુજબ છે.

૧ હિન્દુસ્તાનમાં કુલ ૧૨,૪૮,૧૮૨ જૈનો છે. અને નિશાળોમાં ભણતા પાંચથી પંદર વર્ષની ઉમરના જૈન બાળકોની સંખ્યા ૪૦૨૫૩ છે એમ તે છાપેલા પત્રમાં જણાવવામાં આવ્યું છે. આ આંકડા સંતોષજનક નથી. તેથી પ્રાથમિક કેળવણીના પ્રચાર અને વિકાશ માટે ઘણું કરવાની જરૂર છે.

૨ પ્રાથમિક શાળામાં ભણતા જૈન બાળકોમાંથી બારતેર ટકા વિદ્યાર્થીઓ માધ્યમિક શાળામાં ભણે છે. સઘળી જ્ઞાતિઓમાં કેળવણીનું ભેગું પ્રમાણ કાઢી જોતાં આ ટકા કંઇક જણાશે. છતાં તે પ્રમાણ આપણે ધારીએ

તેટલું ઉંચું ન હોય તો તેનું મુખ્ય કારણ ગરીબાઇ અથવા તો યોગ્ય સાધનોનો અભાવ છે એમ નથી, કેમકે તેને પહોંચી વળવા માટે જૈન કોમ તરફથી જુદા જુદા અનેક ફંડો ઉઘાડવામાં આવ્યા છે; પરંતુ તેનું ખરૂં કારણ એ છે કે જીંદગીનો એકતરફી વિચાર કરવાનાં પરિણામે કેળવણીની યોગ્ય કદર થતી નથી.

૩ જુદા જુદા જીલ્લાની વસ્તીના આંકડા આપેલા નહિ હોવાથી ત્રીજા પાનાં ઉપર છાપેલી હકીકત નિરૂપયોગી છે, કેમકે કયા કયા જીલ્લાના જૈનો કેળવણીમાં પછાત છે તે તેનાથી જાણી શકાતું નથી.

૪ મુંબઇ ઇલાકામાં અમદાવાદ અને મુંબઈ જૈનકોમના મુખ્ય કેંદ્રસ્થાન છે. ત્રણ વર્ષ કરતાં વધારે વખત મેં અમદાવાદમાં ઇન્સ્પેક્ટર તરીકે કાર્ય કર્યું છે અને લગભગ ત્રણ વર્ષ થયાં મુંબઇમાં પણ ઇન્સ્પેક્ટર તરીકે કાર્ય કરૂં છું. તે દરમ્યાન મેં એવો એક પણ દાખલો જોયો નથી કે જેમાં કોઈ ખરેખરી રીતે લાયક જૈન વિદ્યાર્થીને નીચે જણાવેલા ચારમાંથી કોઇ પણ માર્ગથી જરૂરી આર્થિક મદદ નહિ મળી શકવાથી અભ્યાસ તજી દેવો પડયો હોય.

(૧) માબાપ.
(૨) વાલી.
(૩) મિત્ર.

(૪) મંડળ અથવા સંસ્થા. મારી આ માન્યતા કદાચ ખોટી હોય, પરંતુ લાંબા વખતના અનુભવથી અને પરિચયથી મારી માન્યતા એવી બંધાઇ ગઇ છે કે જરૂર કરતાં વધારે પૈસા ખર્ચાયા છે. તેમજ,

(૧) અજ્ઞાન.
(૨) બિન અનુભવ.
(૩) સહકાર્યનો અભાવ અને,

(૪) સંસ્થાઓના બહુત્વ ઉપરનાં કારણોને લઇને પૈસાનો ઘણો દૂરૂપયોગ થયેલ છે.

૫ મારા નમ્ર મત પ્રમાણે તો આખી કોમને તેની અત્યારની જરૂરીયાતોનું ભાન કરાવવું જોઇએ મને લાગે છે કે તેઓ પણ બીજી કોમોની માફક જ્ઞાતિના દુષ્ટ રિવાજો રૂપી સાંકળોથી મજબૂત જકડાયલા છે. અને મારા ધારવા પ્રમાણે આ કરતાં વધારે પ્રબળ જુલમ બીજો કોઇ છે જ નહિ અને હતો પણ નહિ; અને આનું પરિણામ એ આવ્યું છે કે (૧) પ્રજાનાં શરીર દુર્બલ બનતા જાય છે, (૨) બાળવિધવાઓની સંખ્યામાં

વધારો થતો જાય છે (૩) જેના ઉપર આરોગ્ય અને જીવનનો આધાર છે તે હમેશનાં જીવનના સંબંધમાં પણ સામાન્ય બુદ્ધિનો ઉપયોગ કરવામાં આવતો નથી (૪) દ્રવ્ય સંચય માટે હદ વગરની લાલસા જોવામાં આવે છે. આ ઉપરાંત બીજી આગળ વધેલી કોમ કરતાં જૈન કોમમાં મરણ પ્રમાણ વધારે જોવામાં આવે છે.

૬ હું મુંબઇમાં રહ્યો તે દરમ્યાન મેં જૈન સંસ્થાના સંચાલકો સાથે વિચાર વિનિમય-કર્યો છે તેમજ જાહેર સભામાં ભાષણો આપ્યા છે. અહિંઆં મેં જૈન લોકો સમક્ષ લગભગ દશ ભાષણો આપ્યાં છે. ભાષણો કેવા કેવા વિષય ઉપર આપ્યાં હતાં તે નીચેની ચાર નોંધ ઉપરથી સમજી શકાશે.

(૧) માબાપ અથવા વાલીને સુચનાઓ.

(૨) વેવિશાળ અને લગ્ન.

(૩) આદર્શ સુખી જીવન.

(૪) અંધ અનુકરણ.

મી. નરોતમ બી. શાહની ઇચ્છા હશે તો હું મારો અનુભવ અને મારા વિચારો તેમની પાસે ઘણી ખુશીથી રજુ કરીશ.

૭ (અ) તેમને મારી એટલી ભલામણ છે કે એક એવું મંડળ સ્થાપવું કે જેથી કરીને કોમના જુદા જુદા ફિરકાની સંસ્થાઓ (નિશાળો અને છાત્રાલયો) કરકસર અને સહકાર્યના હેતુથી એક સામાન્ય મંડળની દેખરેખ નીચે લાવી શકાય. અને આ હેતુ ધ્યાનમાં રાખીને.

(બ) એક સારા પગારવાળો એજન્ટ, સેક્રેટરી અથવા ઇન્સ્પેકટર નીમવો.

(૧) જે બધી સંસ્થાઓની વર્તમાન સ્થિતિનો અભ્યાસ કરે.

(૨) જે તે સંસ્થાઓના સંચાલકોને મળીને તેની સુધારણા અને ઉન્નતિ માટે ઘટતી સૂચનાઓ કરે.

(૩) જે સમાજહિત, કેળવણી, આરોગ્ય સંબંધી અને આર્થિક વિષયો ઉપર ભાષણો આપે, અને

(૪) પોતે આખા અઠવાડીયામાં જે કાંઇ કાર્ય કર્યું હોય, જે કાંઇ પ્રવૃત્તિ કરી હોય, તેનું પરિણામ જે આવ્યું હોય, તેમ કરવામાં જે મુશ્કેલીઓ વેઠવી પડી હોય તથા દુર કરવી પડી હોય તે બધી હકીકત દર અઠવાડીયે રજુ કરે.

આ પ્રકારના રિપૉર્ટથી પ્રત્યક્ષ દેખરેખ જેટલું ઉપયોગી કાર્ય સાધી શકાય છે. પ્રત્યેક કાર્ય સંગીન બને તે પહેલાં આવી દેખરેખની અનિવાર્ય અગત્ય છે.

(સહી) બી. એન. દેશાઇ.



## અમદાવાદની ગવરમેંન્ટ મિડલ સ્કુલના હેડ માસ્તર મી. એચ. એમ. મહેતાનો અભિપ્રાય.

નં. ૩૬૭ ગવરમેંન્ટ મિડલ સ્કુલ. અમદાવાદ તા. ૨૦-૧૯૧૯.

ઉત્તર વિભાગના કેળવણી ખાતાના મહેરબાન ઇન્સ્પેકટર સાહેબ પ્રતિ—

સાહેબ,

આપના તા. ૨ જી જાન્યુઆરીના નં. ૧૧૧૪૪ ના સરકયુલરના સંબંધમાં હું નીચે મુજબ મારા વિચારો જણાવવાની રજા લઉં છું.

૧ જૈન વિદ્યાર્થીઓમાં માધ્યમિક અને કૉલેજની કેળવણીનો પ્રસાર કરવા સંબંધી ચોક્કસ સૂચનાઓ કરવામાં મી. નરોત્તમ બી. શાહનો પત્ર અતિ ઉપયોગી થઇ પડે તેમ નથી.

૨ મેં કેટલાક વર્ષો સુધી એક જૈન બૉર્ડીંગના મારી જ્ઞાતિની કેળવણી કમિટીના અને કેટલાક ગૃહસ્થોના કેળવણી ફંડના ઑ૦ સેક્રેટરી તરીકે કાર્ય કર્યું છે; એ પ્રમાણે કાર્ય કરતાં થોડો ઘણો અનુભવ મળ્યો હોય એવી આશા રાખવામાં આવે અને તે અનુભવના ધોરણે હું પ્રસ્તુત વિષય ઉપર મારા વિચારો દર્શાવીશ.

૩ પ્રાથમિક કેળવણી સિવાયની બીજી કેળવણી તરફ અણગમો ઉપજાવનારાં કેટલાંક કારણો અહીં જણાવું છું.

(અ) જૈનોની વેપારી બુદ્ધિ.

(બ) બાળલગ્ન.

(ક) વેપારનાં મોટાં મથકો સિવાય મુખ્યત્વે કરીને બીજાં સ્થળોમાં મધ્યમ વર્ગની વધતી જતી ગરીબાઇ.

આ મુસ્કેલીઓ દૂર કરવાને 'સાદું જીવન અને ઉંચા પ્રકારની વિચારશક્તિ' નું મહત્વ જૈનોના મનમાં અસરકારક રીતે ઠસાવવું જોઇએ અને પોતાનો અભ્યાસ આગળ ચાલુ રાખવાની ઇચ્છા ધરાવનાર જૈન વિદ્યાર્થીઓને વધારે અને વધારે સગવડતા કરી આપવી જોઇએ; પરંતુ એટલું તો કબુલ કરવું જોઇએ કે આ બધાનો આધાર ઉક્ત હેતુને માટે ઉઘાડેલા ફંડો ઉપર રહેલો છે. અને જો મી. નરોતમદાસ જૈન કોમના કુબેરોને તેઓની થેલીઓનાં મ્હોં ખુલ્લાં મુકવામાં ઉદાર દિલના બનાવવામાં ફત્તેહમંદ નીવડે તો તે દિશામાં ઘણી સારી પ્રગતિ થઇ શકે. આ ઉપરાંત નીચેની સૂચનાઓ ઉપર યોગ્ય ધ્યાન આપવામાં આવશે એવી આશા છે.

(૧) અમદાવાદની શેઠ ચીમનલાલ નગીનદાસ બોર્ડીંગ જેવી કેટલી-એક બોર્ડીંગો આ ઇલાકાના મુખ્ય શહેરોમાં ખોલવી જોઇએ. ( જ્યાં નવથી બાર વર્ષની ઉમ્મરના અવિવાહિત વિદ્યાર્થીઓને મફત દાખલ કરવામાં આવે છે અને તેઓની રીતભાત તેમજ ચારિત્ર્યના બંધારણ ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે. ) જો બની શકે તો આવી દરેક બોર્ડીંગની સાથે જ એક સ્કુલ પણ રાખવી જોઇએ. તે સ્કૂલમાં જે વિદ્યાર્થીઓ આગળ અભ્યાસ કરી ભવિષ્યમાં સારા નીવડે એવા જણાય અને જેઓ પછાત રહી જતા જણાય તેઓના વિભાગ પાંચમા કે છઠ્ઠા ધોરણથી પાડી નાંખવા અને બીજી પંક્તિના વિદ્યાર્થીઓને વેપારમાં ઉપયોગી થાય એવા વિષયોનું શિક્ષણ આપવું.

(૨) પરીક્ષાઓમાં વિજય અથવા વર્ગમાં સારો અભ્યાસ એ વિદ્યાર્થીવેતનો ( Scholarships ) આપવાનું ધોરણ હોવું જોઇએ. અને જો પૈસા સરકારને સોંપવાનું પસંદ કરવામાં આવે ( જેનાથી પક્ષપાત થવાનો તેમજ યોજના પડી ભાંગવાનો કદિ સંભવ નથી ) તો જે પદ્ધતિએ કાઝી શાહબુદ્દીન સ્કૉલરશિપ આપવામાં આવે છે તેમજ કણબીના બાળકોને સ્કોલરશીપો આપવામાં આવે છે, તેજ પદ્ધતિએ ઉક્ત હેતુને માટે સરકારને સોંપેલા પૈસાના વ્યાજના વિદ્યાર્થીવેતનો આપવામાં સદુપયોગ કરવો.

(૩) યુનિવર્સિટીની તેમજ બીજી કોઈ અગત્યની પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓને જૈન તેમજ જૈનેત્તર અગ્રેસરોના જાહેર મેળાવડામાં સારાં પરિતોષિકો આપવા, જેથી કરીને બીજા વિદ્યાર્થીઓમાં પોતાથી બને તેટલી સારી રીતે આગળ વધવાનો ઉત્સાહ સ્ફુરે.

(૪) હિંદુસ્તાનમાં અથવા હિંદુસ્તાનની બહાર અભ્યાસ આગળ ચાલુ રાખવા શક્તિવાન બને એટલા માટે કોઇ આર્થિક મદદની જરૂરવાળા લાયક વિદ્યાર્થીઓને વગર વ્યાજે પૈસા અગાઉથી ધીરવા અને એ વિદ્યાર્થી કોઇ નોકરી અથવા ધંધાનો સ્વીકાર કરે એટલે તેણે તે પૈસા કટકે કટકે પાછા ભરી દેવા.

(સહી) એચ. એમ. મહેતા.

## એલ્ફીન્સ્ટન મિડલ સ્કુલના હેડમાસ્તર, મી. બી. કે. અગરવાળા. બી. એ. નો અભિપ્રાય.

નં. ૫૫૯ એલ્ફીન્સ્ટન મિડલ સ્કુલ, મુંબઈ તા. ૧૧-૨-૧૯૧૯.
કેળવણી ખાતાના મહેરબાન ડેપ્યુટી ઇન્સ્પેકટર સાહેબ પ્રતિ,
સાહેબ,

આપના તા. ૬ ઠી ના ૨૪૪૨ નંબરના સક્યુંલરના જવાબમાં ' જૈનોમાં કેળવણી ' એ વિષય સંબંધી મારા વિચારો આ સાથે જણાવું છું અને તેનો વિશેષ પ્રચાર થઇ શકે તેવાં સાધનો નીચે મુજબ સૂચવું છું.

જૈનો મોટે ભાગે વેપારી હોવાથી તેઓને ઉચ્ચ કેળવણીની પ્રાપ્તિ માટે અથવા સરકારી નોકરી માટે ઇચ્છા હોતી નથી, અને પોતાના ધંધા માટે જરૂરનું હોય છે તેટલું લખવા વાંચવાનું તથા ગણિતનું જ્ઞાન મેળવી સંતોષ માને છે.

કેટલાક ગરીબ લોકો એવા છે કે જેઓ ખાનગી નોકરી કરતાં સરકારી નોકરી પસંદ કરે છે અને તેથી પોતાના પુત્રોને ઉચ્ચ કેળવણી આપવા ઇચ્છે છે. પરંતુ આવા લોકો કેટલેક અંશે સાધનોના અભાવે અને ઘણે ભાગે માબાપની યોગ્ય દેખરેખના અભાવે પોતાનો હેતુ સાધવા સમર્થ બની શકતા નથી.

મારા જાણવામાં છે કે કેટલાક જૈનો ગેરવ્યવસ્થાવાળી **નિશાળો ખોલીને અથવા છોકરાઓને ચોપડી તથા પૈસાની મદદ કરીને પોતાની કોમમાં કેળવણીનો પ્રચાર કરવા યત્નો કરે છે.** પરંતુ તે બધા યત્નો અમદાવાદના શેઠ ચીમનલાલ નગીનદાસ જૈન બોર્ડીંગના વ્યવસ્થાપક શેઠ અંબાલાલ સારાભાઇના યત્નો જેટલા ફત્તેહમંદ થઇ શકયા નથી. ઉક્ત બોર્ડીંગમાં શહેરની જુદી જુદી શાળાઓમાં ભણતા બૉર્ડરોની હરેક પ્રકારની જરૂરી યાતો પુરી પાડવામાં આવે છે. **પરંતુ યોગ્ય દેખરેખ એજ વિજયની ચાવી છે.**

આ ઉપરથી હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે આવાં અથવા આથી વધારે સારાં છાત્રાલયોજ આ અત્યંત પ્રવૃત્તિપરાયણ કોમમાં કેળવણીનો પ્રચાર કરવાનાં અમોઘ સાધનો છે. **નિશાળો ઉઘાડવી અથવા ગરીબ વિદ્યાર્થીઓને આર્થીક મદદ આપવી એ ફક્ત પૈસાનો દુરૂપયોગજ છે.**

(સહી) બી. કે. અગરવાળા.

## એલ્ફીન્સ્ટન મિડલ સ્કુલવાળા મી. સી. કે. ભટ્ટનો અભિપ્રાય.

એલ્ફીન્સ્ટન મિડલ સ્કુલ, મુંબાઇ તા. ૧૧-૨-૧૯૧૯.

કેળવણી ખાતાના મહેરબાન ડેપ્યુટી ઇન્સ્પેક્ટર સાહેબ પ્રતિ—

સાહેબ,

આપના તા. ૬-૨-૧૯૧૯ ના નં-૨૪૪૨ ના સર્ક્યુલરના જવાબમાં જૈન વિદ્યાર્થીઓની માધ્યમિક શાળાઓ અને કૉલેજોમાં અભ્યાસ ચાલુ રાખવામાં પડતી મુસ્કેલીઓમાંથી દૂર કરી શકાય તે સંબંધી મારા વિચારો જણાવવા રજા લઉં છું.

કેટલાક જૈન વિદ્યાર્થીઓ માત્ર યોગ્ય સાધનના અભાવે માધ્યમિક શાળાઓ અને કૉલેજોમાં અભ્યાસ ચાલુ રાખી શકતા નથી તે સિદ્ધ વાત છે. આનો ઉપાય એ છે કે લાયક વિદ્યાર્થીઓને વિદ્યાર્થીવેતનો આપવા જોઇએ કે જેથી તેઓને પોતાના અભ્યાસનો ખર્ચ ચલાવવામાં મુસ્કેલ પડે નહિ.

બીજી મુસ્કેલી એવી છે કે જે વિદ્યાર્થીઓના માબાપ અથવા વાલીઓથી દૂર થઇ શકે તેમ છે તે એ છે કે જૈનો ઘણે ભાગે વેપારી છે અને તેઓ વેપારનાં દૃષ્ટિ બિંદુથી કેળવણી સંબંધી વિચારો કરે છે; પરંતુ તેઓએ પોતાના જ્ઞાતિબંધુઓને સમજાવવા જોઇએ કે તેઓએ તેમ કરવું જોઇએ નહિ અને તેઓનાં બાળકોની સઘળી શકિતઓનો યોગ્ય વિકાસ કરવા પર તેઓએ વિશેષ લક્ષ આપવું જોઇએ.

(સહી) સી. કે. ભટ્ટ.

---

## સરકારી કેળવણી ખાતાના ડેપ્યુટી ઇન્સ્પેકટર મી. એસ. એમ. પટેલનો અભિપ્રાય.

નં ૩૭૧૪, નડીયાદ, તા. ૧૫-૧-૧૯૧૯.

ઉત્તર વિભાગના કેળવણી ખાતાના મહેરબાન ઇન્સ્પેકટર સાહેબ પ્રતિ—

સાહેબ,

આપના તા. ૨ જી જાન્યુઆરીના નં. ૧૧૧૪૪ ના સર્ક્યુલરના જવાબમાં નિવેદન કરવાની રજા લઉં છું કે માધ્યમિક શાળાઓમાં જૈન વિદ્યાર્થીઓ ઓછી સંખ્યામાં હોય છે તેનું મુખ્ય કારણ એકજ છે, તે એ છે કે તેઓમાં વેપારી બુદ્ધિ અને શક્તિ વંશપરંપરાગત હોય છે. પરંતુ

હમણાં હમણાં તેઓમાં અંગ્રેજી કેળવણી સંપાદન કરવાની ઇચ્છા જાગૃત થયેલી છે; કેમકે દુનિયાના જુદા જુદા ભાગોમાં વેપાર ચલાવવા માટે અંગ્રેજી જ્ઞાનની સંપૂર્ણ આવશ્યકતા છે. જૈનોમાં અંગ્રેજી કેળવણીનો પ્રચાર વિશેષ કરવાની આવશ્યકતા મી. શાહના સમજવામાં આવેલ છે, તેથી મારી એટલી ભલામણ છે કે મિડલ સ્કૂલમાં ભણુતા વિદ્યાર્થીઓ માટે રૂા. ૧૦ની સ્કૉલરશિપો રાખવી.

હાલમાં જૈન વિદ્યાર્થીઓ મેટ્રિક્યુલેશન સુધી અભ્યાસ કરતાં દૃષ્ટિગત થાય છે અને તે પરીક્ષા પસાર કર્યા પછી અથવા એક બે વખત પરીક્ષામાં નપાસ થયા પછી અભ્યાસને તિલાંજલી આપે છે. કૉલેજની કેળવણી લેવા તરફ જૈન વિદ્યાર્થીઓનું આકર્ષણ વધારવા માટે કૉલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને માસિક રૂા. ૨૫ ની સ્કૉલરશિપ આપવાની પુરેપુરી જરૂર છે એમ મારૂં માનવું છે.

(સહી) એસ. એમ. પટેલ.
કે૦ ખા૦ ના ડેપ્યુટી ઇન્સપેક્ટર.

---

# ઉપરોક્ત રીપૉર્ટને અંગે મારી ટુંક નોંધ.

મુંબઇ ઇલાકાના મધ્યવિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેકટર મી. લૉરીએ કરેલી નીચેની નોંધ બાબુ પનાલાલ પુનમચંદ જૈન હાઇસ્કુલના વ્યવસ્થાપકોએ ધ્યાનમાં લેવા લાયક છે " જૈનો વેપારકુશળ છે અને તેમને મુખ્યત્વે કરીને વેપારના હેતુ માટે માધ્યમિક કેળવણીની જરૂર છે. આ વાત ધ્યાનમાં રાખીને બાબુ પી. પી. જૈન હાઇસ્કુલમાં કેટલાક અઘરા અને બીનજરૂરી વિષયો તેમજ બીજી ભાષા કાઢી નાંખીને ફેરફાર કરેલો અભ્યાસક્રમ શીખવવામાં આવે છે. બીજી ભાષા, બીજ ગણિત, અને ભૂમિતિ સહિતનો આ અભ્યાક્રમ જૈન બાળકોના મોટા ભાગને માટે તદ્દન અયોગ્ય છે." અને સૂચના કરવામાં આવે છે કે જે અભ્યાસક્રમ મુંબઇ ઇલાકાની બીજી હાઇસ્કુલોમાં ચલાવવામાં આવે છે તે આ હાઇસ્કુલમાં પણ ચલાવવો જોઇએ. જેથી કરીને બીજી હાઇસ્કુલોની સાથે સ્પર્ધામાં ઉતરી શકે, તેમજ ઉક્ત હાઇસ્કુલ નીભાવવાના મૂળ વિચારમાં ક્ષતિ થવા ન પામે.

કેળવણી ખાતાના ડેપ્યુટી ઇન્સ્પેકટર રા. રા. બી. એન. દેશાઇએ

જૈનોમાં કેળવણીની સ્થિતિ સંબંધી પોતાના વિચારો દર્શાવીને જૈન કોમની મહાન્ સેવા બજાવી છે. તેમની નોંધ ઉપર કોમના હિતેચ્છુઓએ સંભાળ પૂર્વક વિચાર કરવો ઘટે છે. તેઓ સાહેબ કહે છે કે પોતાના લાંબા વખતના અનુભવથી અને જૈનો સાથેના પોતાના સીધા સહવાસથી તેઓના મન ઉપર એટલી ઉંડી અસર થઇ છે કે તેઓશ્રી જૈનોમાં કેળવણીની ખામીઓના કેટલાક કારણો નીચે મુજબ ગણાવે છે. "અનિવાર્ય જરૂર કરતાં વધારે પૈસા ખર્ચાય છે અને અજ્ઞાન, બિન અનુભવ, સહકારની ખામી તેમજ સંસ્થાઓના બાહુલ્યને લઇને પૈસાનો દુરૂપયોગ થાય છે." જૈનોની વસ્તીના પ્રમાણમાં તેઓમાં કેળવણીની જોઇએ તેટલી પ્રગતિ થઇ નથી, તે જોતાં રા. રા. દેશાઇની નોંધ તદ્દન વ્યાજબી છે એમ મારૂં ખાતરી પૂર્વક માનવું છે. અને જો જૈન એજ્યુકેશન બૉર્ડ, જૈન કૉન્ફરન્સ, જૈન એસોસીએશન ઑફ ઇંડિઆ તથા કેળવણીની સુધારણાને માટે પ્રયાસ કરતી બીજી કેટલીક સંસ્થાઓ તેમજ કેળવણીની પ્રગતિને માટે સ્કૉલરશિપોનાં રૂપમાં કે કોઇ બીજી રીતે પૈસા આપનાર ગૃહસ્થો રા. રા. દેશાઇની સૂચના મુજબ કેળવણીની ખામીઓ સુધારવાને લક્ષપૂર્વક યત્ન કરશે તો તેમની નોંધ ઘણી ઉપયોગી થઇ પડે તેમ છે.

"એવો એક પણ દાખલો મારા જોવામાં આવ્યો નથી કે જ્યાં પિતા, વાલી, મિત્રો કે મંડળો તરફથી જરૂરી આર્થિક મદદને અભાવે કોઇપણ ખરેખરી રીતે લાયક જૈન વિદ્યાર્થી આગળ કેળવણી ન લઇ શક્યો હોય" રા. રા. દેશાઇના ઉપરોક્ત કથનના સંબંધમાં મારો એવો અભિપ્રાય છે કે તેમાં વધારે સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે, કેમકે તેમણે પોતાના વિચારો એક ઇન્સ્પેકટર તરીકેના અનુભવ ઉપર બાંધેલા છે અને તેમણે તે અનુભવ મુખ્યત્વે કરીને મુંબઇ અને અમદાવાદમાંથી મેળવેલો છે. મારી માન્યતા એવી છે કે જૈન બાળકોની કેળવણી સંબંધી પરિસ્થિતિ ગામડાંઓમાં તદ્દન જુદી જ છે. પ્રાથમિક શિક્ષણ પૂર્ણ કર્યા પછી કયો માર્ગ ગ્રહણ કરવો તે ગામડાંઓમાં જૈન વિદ્યાર્થી ભાગ્યે જ જાણી શકે છે. આ ઉપરથી મને ખાત્રીથી માનવાનું કારણ મળે છે કે ખાસ કરીને ગામડાંઓના વિદ્યાર્થીઓને પોતાનો અભ્યાસ આગળ ચલાવવામાં મુંબઇ અને અમદાવાદ જેવા શહેરોના વિદ્યાર્થીઓ કરતાં વધારે મુશ્કેલી વેઠવી પડે છે.

"કરકસર, સહકાર અને બીજા ઉપયોગી હેતુઓને માટે કોમના જુદા જુદા ફીરકાઓ તરફથી હસ્તીમાં આવેલ સઘળી કેળવણીની સંસ્થાઓને એક સર્વમાન્ય બૉર્ડ અથવા કૉર્પોરેશનની દેખરેખ નીચે મુકવા માટે એક

મંડળ સ્થાપવાની " રા. રા. દેશાઇએ જે સલાહ કેળવણીની ખામીઓ સુધારવાના આશયથી આપી છે તે અતિ મહત્વની અને અતિ ઉત્તમ છે, જે માટે જૈન કોમ રા. રા. દેશાઇનો અંતઃકરણથી આભાર માને છે. અને દૃઢ આશા છે કે આપણી કોમના હિતેચ્છુઓ આના ઉપર વિચાર કરશે અને રા. રા. દેશાઇની સૂચના અનુસાર કેળવણીની પ્રગતિને માટે એક સારા બંધારણવાળી સંસ્થા સ્થાપવામાં આવે તો ઇચ્છિત હેતુ સાધવામાં ઘણી ઉપયોગી થઇ પડશે.

અમદાવાદની ગવરમેંન્ટ મિડલ સ્કુલના હેડમાસ્તર રા. રા. એચ૦ એમ૦ મહેતા સૂચવે છે કે અમદાવાદની શેઠ ચીમનલાલ નગીનદાસ બોર્ડીંગ જેવી બોર્ડીંગો ઇલાકાના મુખ્ય શહેરોમાં ઉઘાડવી જોઇએ, જેમાં નવથી બાર વર્ષની ઉમ્મરના અવિવાહિત વિદ્યાર્થીઓને ફ્રી બૉર્ડરો તરીકે દાખલ કરવામાં આવે તો તેઓના ચારિત્ર્ય અને રીતભાત સારી રીતે ઘડી શકાય. આ વિચાર ઘણો સુંદર લાગે છે, જેના ઉપર શ્રીમાન જૈનોએ યોગ્ય વિચાર કરવો ઘટે છે. ઉપર સૂચવેલી યોજના શક્ય ન જણાય તો રા. રા. મહેતાના વિચાર પ્રમાણે એક સારૂં ભંડોળ ઉત્પન્ન કરવું અને તેનો સદુપયોગ સ્કૉલરશિપો આપવામાં કરવો, જેથી કરીને પ્રાથમિક, માધ્યમિક કે કૉલેજની કેળવણી માટે જુદી જુદી સંસ્થાઓ તેમજ ગૃહસ્થો તરફથી આપવામાં આવતી સ્કૉલરશિપો કોઇ પણ રીતે બેવડાય નહિ, કેમકે. આવી સ્કૉલરશિપોનો લાભ લેવા ઇચ્છતા ખરેખરી રીતે લાયક જૈન વિદ્યાર્થીઓની યથાર્થ સ્થિતિ કોઇના જાણવામાં આવતી નથી.

છેવટે હું દૃઢતાપૂર્વક આશા રાખું છું કે કેળવણીખાતાના અધિકારીઓની નોંધ સહિત જૈન કોમમાં કેળવણીના પ્રશ્નનું જે નિરાકરણ જૈન સમાજ સમક્ષ રજુ કરવામાં આવ્યું છે, તેના ઉપર કેળવણીની પ્રગતિમાં રસ લેનાર સજ્જનો પુરતું લક્ષ આપી વિચાર કરશે અને હાલમાં અપાતી કેળવણીની અસહ્ય ખામીઓ દૂર કરવાને રા. રા. દેશાઇની સૂચના મુજબ કોઇ યોજના ઘડશે તો મુંબઇ ઇલાકાની કેળવણી ખાતાના ડાયરેક્ટર સાહેબે કરેલી સેવા સફળ થઇ છે એમ લેખાશે.

મુંબઈ તા. ૧ લી એપ્રીલ ૧૯૨૦. **નરોત્તમ બી. શાહ.**

## જૈનોની કેળવણી.

છેલ્લાં બે વર્ષમાં મુંબઈ ઇલાકામાં સરકારી જીલ્લાની પ્રાથમિક, માધ્યમિક, તથા વિશિષ્ટ શાળાઓમાં અને કાલેજોમાં ભણતા જૈન વિદ્યાર્થીઓની સંખ્યા દર્શાવનારા આંકડા મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાના અધિકારી તરફથી બહાર પડેલા રિપોર્ટમાં નીચે મુજબ આપવામાં આવ્યા છે.

| શાળાનું નામ. | ૧૯૧૮ ની સાલમાં વિદ્યાર્થીઓની સંખ્યા. | ૧૯૧૯ ની સાલમાં વિદ્યાર્થીઓની સંખ્યા. |
|---|---|---|
| પ્રાથમિક શાળા. | ૧૬૭૧૪ | ૧૮૨૫૧ |
| માધ્યમિક શાળા. | ૨૪૫૮ | ૩૦૪૦ |
| વિશિષ્ટ શાળા. | ૩૫૩ | ૨૧૦ |
| કૅાલેજ. | ૨૭૯ | ૨૨૮ |

ઉપરના આંકડા પરથી સમજી શકાશે કે કેળવણીની પ્રગતિ માટે પ્રતિ વર્ષ જૈન કોમમાં નવી નવી સંસ્થાઓ ઉત્પન્ન થાય છે, છતાં કોલેજમાં અભ્યાસ ચાલુ રાખનાર જૈન વિદ્યાર્થીઓની સંખ્યા પહેલાં વર્ષ કરતાં બીજા વર્ષમાં ઘટી ગઇ છે. જોકે ૧૯૧૮ ની સાલ કરતાં ૧૯૧૯ ની સાલમાં પ્રાથમિક શાળામાં ભણતા જૈન વિદ્યાર્થીઓની સંખ્યામાં કંઇક વધારો થયેલો જણાય છે, તોપણ માધ્યમિક શાળામાં અભ્યાસ આગળ ચાલુ ન રાખનારની સંખ્યામાં ત્રણ ટકાનો વધારો થયો છે તે અત્યંત ખેદ ઉપજાવે તેવો વિષય છે. આ પ્રમાણે કોમના હિતના પ્રશ્નોમાં જેઓ રસ લે છે તેઓની કેળવણીના ક્ષેત્રમાં પ્રગતિ કરવાની ઇચ્છા ફળીભૂત થઇ શકી નથી. યોગ્ય બંધારણવાળી એક સંસ્થાની ખામી અને એકજ હેતુ સાધવા માટે કાર્ય કરતી જુદી જુદી અસંખ્ય સંસ્થાઓમાં જૈનોની સખાવતની અસમાન વહેંચણી—એ કેળવણીમાં પછાત પડી જવાનાં મુખ્ય કારણો ગણી શકાય. એમ છતાં સાદડીમાં હમણાં જ ભરાયલી બારમી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના અધિવેશનમાં એક પંચાયત ફંડ એકઠું કરવા સંબંધી જે ઠરાવ પસાર કરવામાં આવ્યો છે તે આનંદજનક છે. ઉક્ત યોજનાના કેટલાક ઘડનારાઓએ નજીકના ગામોમાં ફરીને ફંડ એકઠું કરવાનું સ્વીકાર્યું છે અને બીજાઓએ તેમને અનુસરવાનું અને શ્રીમંતોને સમજાવી તેમજ જેઓ એક રૂપિઓ અથવા તેથી વધારે આપી શકે તેમ હોય તેઓને સભ્ય તરીકે દાખલ કરી યોજનાને કોઈ પણ પ્રકારે સહાય આપવાનું વચન આપ્યું છે. જો ઉક્ત યોજના મુજબ સમજણપૂર્વક કામ કરવામાં આવશે

તો જે વિદ્યાર્થીઓ દુર્ભાગ્યવશાત્ પોતાનો અભ્યાસ આગળ ચાલુ રાખી શકતા નથી તેઓને તેનાથી કિંમતી સહાય મળી શકશે. કેટલીક સંસ્થાઓની બાબતમાં એવું બન્યું છે કે સ્થાપના વખતે શરૂઆતમાં લોકો તરફથી ઘણો ઉત્સાહ દર્શાવવામાં આવે છે અને પાછળથી કોઇ પણ જાતનું સંતોષકારક પરિણામ લાવ્યા વગર કાર્યવાહકોની નબળાઇને લીધે અધવચથી તજી દેવામાં આવે છે. તેવું આ યોજનાના સંબંધમાં નહિ બને એમ આશા રાખવામાં આવે છે. એ ઉપરાંત વ્યાપારી તરીકે જેનો પૈસા રળવામાં રચ્યાપચ્યા રહે છે, તેઓએ સમજવું જોઇએ કે આ વિનશ્વર જીવનમાં દ્રવ્ય સંચય કરવામાં મંડયા રહી ક્ષણિક કીર્તિ મેળવવા કરતાં કંઇક વિશેષ સારી વસ્તુ મેળવવાની છે.

તા. ૧ લી ડીસેબર સન ૧૯૧૯. **નરોતમ બી. શાહ.**

---

**મુંબઇ સમાચાર.** ૫-૯-૧૭.

કેળવણીનો સવાલ દરેક ગ્નાતી માટે આજે એટલો અગત્યનો થઇ પડયો છે કે, જૈન બંધુઓ જેવા વેપારી ભાઇઓ માટે તે અગ્રગણ્ય લેખવામાં આવે તો તેમાં વીશેષ આશ્ચર્ય થવા જેવું કશું નથી. આ ગ્નાતીના યુવકો હાલ જે કેળવણી લે છે તે એટલી અપુર્ણ હોય છે કે તેની તેઓ ઉપર ધટતી અસર થઇ શકતી નથી. કેળવણી એવી ક્રમાનુસાર ગોઠવવામાં આવેલી હોય છે કે જો પ્રથમથી છેવટ સુધી તેનો લાભ નહી લેવામાં આવે તો તે લેવાનો હેતુ સીદ્ધ થઇ શકતો નથી. જો કેળવણી અધુરી રહે તો તેથી ગ્નાતીને થયેલો ખરચ વ્યર્થજ જાય. તે વાત ધ્યાનમાં રાખીને જૈન ભાઇઓએ કોમની કેળવણી ઉપર દેખરેખ રાખવા માટે એક બોર્ડની સ્થાપના કરી છે. કેળવણી અધુરે જાય નહી તે જોવાની તેની દેખીતી ફરજ છે. કેળવણી સંપુર્ણ લે તેજ ખરો કેળવાયલો ગણી શકાય. જેઓ ખાસ લખતાં વાંચતા કે હીસાબ ગણતાં જાણે તેઓ પોતે શીખેલાઓમાં ખપવાનો દાવો કેમ કરી શકે? કેળવણી દ્વારા કુદરતના ભવ્ય કાયદાઓનું એવું ગ્નાન મેળવવું જોઇએ કે જેથી કરીને શારીરિક, માનસિક અને આત્મિક ખીલવણી થવા પામે અને તે લેનાર સુખી અને સંતોષી રહી શકે. માત્ર લખતાં, વાંચતાં કે ગણીતના દાખલાઓ કીધાથી કુદરતના કાયદાનું ગ્નાન આપણને મલતું નથી. કેળવણીનો ખરો અર્થ આપણે જયારે શાળામાંથી કૉલેજનું શીક્ષણ લેવા જઇએ છીએ, ત્યારે તેના ખરાં રૂપમાં વધારે સ્પષ્ટ સમજાય છે; કારણકે કૉલેજની જીંદગી દરમીઆનજ આપણને સાહીત્ય,

સાયન્સ, વીદ્યા, કળા, હુનર આદીનું ઉંચું ભાન થવા પામે છે, જે ભાનમાંથી અસંખ્ય વીકારો અને તરંગોની રેલ વહે છે, જે મારફતે આપણી જીંદગી સુખી તેમજ સંતોષી બની શકે છે. આ પ્રકારની કેળવણી લેતાં પહેલાં જૈન યુવકો અટકી પડે તે દિલગીરી ભરેલુંજ કહેવાશે. એવી સ્થિતી ઉભી થવાનું કારણ કફોડા રિવાજો, અજ્ઞાનતા અને કેટલીક સંસારીક રૂઢીઓનું છે. જેવો યુવક મોટો થવા લાગે છે કે માબાપ એમજ સમજે છે કે તે એક જડવાદી દોલતનો ગાડો છે, અને તેને પોતાના ધંધા ધાપામાં જોડી દે છે. આથી બાળપણમાં તે જગતના ધંધાધાપામાં અને કામકાજમાં ગુંથાઇ જાય છે. તેનો આશય માત્ર વેપારવણજમાં આગળ કેમ વધવું અને પોતાના પીતાની ચાલતી પેઢી આગળ કેમ ચલાવવી તેની સાંકડી હદમાં સંકોચાઇ રહે છે. આવી રીતે અટકી પડેલા યુવક પોતાના પીતાનો વારસો લઇ દોલતમાં વધારો કરે કે માલમતામાં ઉમેરો કરે, પણ સમાજની ઉન્નતીમાં તે એક કેળવાયલા યુવક સરખો ઉપયોગી ફાળો આપતો નથી. દરેક મનુષ્યની ફરજ છે કે સમાજની સ્થિતિનો અભ્યાસ કરીને તેને આગળ માર્ગ કાઢી આપવા સારૂ પોતાની શકતી કામે લગાડવી; પણ જૈન સમાજમાં અત્યારે સ્થિતિ એવી છે કે બાપની પેઢીના માલિકો પેદા કરવામાં આવશે, પણ સમાજ અને સંસારને આગળ વધારી શકે એવા યુવકો તૈયાર કરવામાં આવતા નથી. પરીણામમાં જ્ઞાતીમાં ધન વધે તોપણ જ્ઞાનનો સુધારો વધારો વીગેરે સ્થીર રહે અથવા ઘટે તો તે શું કામનું ? એક જ્ઞાતીનું ગૌરવ તેનાં દ્રવ્ય દોલત ઉપરથી નહી પણ તેના માનસીક બળ અને આત્મીક તત્વ ઉપરથીજ અંકાય છે; જૈન યુવકોને એવાં જ્ઞાનની પ્રેરણા કરનારા આગેવાનો બહુ થોડાજ છે. જેઓ કેળવાયલામાં ખપે છે, તેઓ માંહેલા ઘણાઓ કોમ પ્રત્યેની ઘટતી સેવા બજાવવા બહાર પડતા નથી, કારણ તેઓ પોતાનાં અંગત કામમાં મચેલા રહે છે. મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાં તરફથી સને ૧૯૧૫ની સાલના બહાર પાડવામાં આવેલા અહેવાલ મુજબ જૈન વિદ્યાર્થીઓની એકંદર સંખ્યા લગભગ વીસ હજારની છે જેમાંના સત્તર હજાર પ્રાથમીક કેળવણી લે છે. ઉંચી કેળવણી લેનારા માત્ર બસોને તેંતાળીસ વિદ્યાર્થીઓજ છે; આ પ્રમાણે જૈન વિદ્યાર્થીઓનો મોટો ભાગ ઉચી કેળવણી કાં લેતો નથી ? તે સવાલની તપાસ કરવાની જરૂર છે, અને જૈન કેળવણીને લગતી બૉર્ડ તરફથી ઘટતી તપાસ કરકરવામાં આવશે તો તે ઉપર કાંઇક નવું અજવાળું પડી શકશે. હાલ જ્યારે

બીજી જ્ઞાતીઓના સભાસદો ઉંચી કેળવણી લીધા બાદ મોટી સંખ્યામાં પાશ્ચાત્ય દેશો ખાતે પણ જવા લાગ્યા છે અને ત્યાં કોઇ નવો ઉધોગહુનર શીખી લાવીને આપણા દેશમાં દાખલ કરે છે, ત્યારે જૈન યુવકો માત્ર શરૂઆતનીજ કેળવણી લઇને અટકી જાય :તો તેઓ તેમની સાથે હરિફાઇમાં ભાગ્યે જ ઉભા રહી શકે. આપણે આશા રાખીશું કે એ બાબતના સંબંધમાં ઘટતાં પગલાં લેવાની જરૂર જૈન કેળવણીને લગતી બૉર્ડ ત્વરાએ જોશે.

જૈન.

---

જૈન. ૯-૯-૧૭.

કેળવણીની વર્તમાન પ્રગતિમાં આપણે કયા સ્થાને છીએ તે જાણવાને અને તેમાં રહેલી અગવડો દૂર કરવાને જ્યાં સુધી પ્રયત્ન ન કરીએ ત્યાં સુધી આપણે કેળવણીના નામે ખાલી વાતો જ કરીએ છીએ, માટે આવી ગણત્રી કરવાને અમે થોડા વખત પૂર્વે જૈન સેનસસ સ્થાપવા હિમાયત કરી હતી, અમને જણાવવાને આનંદ થાય છે કે અમારી આ ભલામણ પર કોઇ સંસ્થા કે મંડળ લક્ષ દે તે પૂર્વે મી. નરોત્તમ બી. શાહે મુંબઇ ઇલાકાના કેળવણી ક્ષેત્રની તપાસ કરવા શ્રમ કર્યો છે; ને મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાના ડાયરેકટર તરફથી બહાર પડેલા સને ૧૯૧૫ ના રિપોર્ટ ઉપરથી એક લંબાણ રદીયો તૈયાર કરી બતાવી આપ્યું છે કે આ ઇલાકામાં જૈનો પ્રાથમિક કેળવણી લેવા પછી એકદમ ૮૭ ટકા જેટલો વિદ્યાર્થી વર્ગ આગળ વધતો અટકી જાય છે. આમ થવાનાં કારણ શોધવા અને તેમાં જોવાતા વિઘ્નો દૂર કરવાને વહેવારૂ માર્ગ કાઢવા મી. શાહે ગઇ તા. ૨૮ મીએ આપણી જૈન એજ્યુકેશન બોર્ડનું ધ્યાન ખેંચ્યું છે. અને સાથે જણાવ્યું છે કે આપણી બોર્ડના કાર્યની સરળતા માટે પ્રાંતિક સેક્રેટરી વગેરે ઓદ્દેદારો ધરાવે છે. છતાં તેવા પ્રાંતિક ઓદ્દો ભોગવતા અધિકારીઓએ એજ્યુકેશન માટે કંઇ પણ શ્રમ લઇ પ્રાંતિક સેવા બજાવ્યાનું હજુ બહાર આવ્યું નથી તો ઉપરોક્ત પ્રશ્ન ઉકેલવામાં તેઓ પણ સ્હાયક થઇ પોતાના પ્રાંતમાં પ્રાથમિક–માધ્યમિક અને કોલેજનો અભ્યાસ કરતા જૈન વિદ્યાર્થીઓના આંકડા ખાસ મેળવવા અને તે ઉપરથી આગળ વધવાને સગવડો શોધવામાં પોતાના શ્રમનો ભોગ દેશે.'

મી. શાહની આ સૂચના ઓછી વિચારણીય નથી. કેમકે આપણામાં જેટલો નામનો લોભ લાગ્યો છે તેટલા અંશે કર્ત્તવ્ય પરાયણતા તરફ લક્ષ દેવામાં આવ્યું હોત તો અત્યાર પૂર્વે આપણે ઘણું કરી

શકયા હોત. કોન્ફરન્સ દેવી પોતાની ખાસ ઓફીસ ઉપરાંત પ્રાંત કે જીલ્લાવાર નહિ પણ તાલુકાવાર ઓદ્ધેદારો નીમે છે અને તેવા નામોની એક હારમાળા દરવખતે વંચાય છે, તાળીઓ પડે છે, ને નામો છપાય છે; છતાં ભયંકર માંદગી ભોગવતી આપણી દેવીની સારવાર માટે તેવા સેંકડો પુત્રોમાં કોઇને અંતરની દાઝ દેખાઇ નથી. અરે! સુકૃતભંડારના ફંડને માટે ફરતા ઉપદેશકોને માર્ગ સૂચવવા કે પોતાના ડીવીઝનમાં સાથે ફરીને સ્હાય કરવાને પણ એક અધિકારીએ યત્ન કર્યો નથી. તેમ આપણી એજ્યુકેશનની હારમાળાનું પણ ન થાય તેટલા ખાતર અધિકાર અને તેની ફરજ તરફ ધ્યાન ખેંચવાનો મી. શાહનો પ્રયત્ન વાસ્તવિક તેમજ આદરને પાત્ર છે.

સ્કુલોમાં ભણતા જૈન વિદ્યાર્થીઓનું પ્રમાણ જાણવાનું સાધન ખાતાની સ્હાય સિવાય આપણા પાસે બીજું નથી. જો કે સ્કુલોમાં દર મહિને જાતવારી સંખ્યાપત્રકો તૈયાર થાય છે અને તેથી જૈન સંખ્યાને તારવી કાઢવાનું કામ તેમના માટે મુશ્કેલ નથી. પરંતુ તે માટે પ્રયત્ન તો થવો જ જોઇએ આવો એક પ્રયત્ન સને ૧૯૦૩ માં દીગંબર પ્રાંતિક સભાએ કર્યો હતો. અને તે પછી સને ૧૯૧૪ માં તા. ૧ અકટોમ્બરે જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયા તરફથી એક અરજી મુંબઇ સરકારના કેળવણી ખાતા તરફ કરવામાં આવી હતી, જેના જવાબમાં તેમણે જણાવ્યું હતું કે—" પ્રાથમિક, માધ્યમિક, અને ખાનગી સ્કુલો તથા કોલેજોમાં શીખતા જૈન વિદ્યાર્થીઓના આંકડાઓ આપવા સિવાય વિશેષ તેમનાથી કંઇ થઇ શકે તેમ નથી. કેમકે જે માહેતી પ્રગટ થાય છે તે હિંદી સરકારના હુકમ અનુસાર થાય છે અને તેમાં ફેરફાર કરવાને તેમનીજ સત્તા છે." આ જવાબ મળ્યાને આજે ત્રણ વર્ષ થઇ ગયાં છે છતાં તે માટે આગળ કંઇ હિલચાલ કરવામાં આવી હોય તેમ જાણવામાં નથી. ઉપરોક્ત જવાબમાં ખુલ્લું બતાવ્યું છે કે આ માટે તમે ઉપલી સત્તાને અરજ કરોને તેમની અનુમતીથી તમને કંઇ મળશે પણ તેટલી સતત લાગ્યા રહેવાની ખંત અને કાળજીની જરૂર છે તે તેઓ કેવી રીતે આપી શકે?

મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાના સને ૧૯૧૬ ના માર્ચની આખર તારીખ સુધીના રીપોર્ટપરથી તેમણે તારવી બતાવ્યું છે કે મુંબઇ ઇલાકાની બ્રિટીશ હદમાં લગભગ ૧૬૩૮૪ ગામોમાં સ્કુલોજ નથી. જ્યારે તેથી અર્ધ-સંખ્યાના ગામોમાં જ્યાં સ્કુલો છે તેમાં કુલ ૭૫૪૬૨૨ વિદ્યાર્થીઓ છે.

હવે જૈન વિદ્યાર્થીની સંખ્યા પ્રમાણના અર્ધ માર્ગ દર્શક અહેવાલ તરફ જોઇએ છીએ તો આ વિભાગમાં કુલ ૧૯૮૦૦ જૈન બાળકો વિદ્યાભ્યાસ કરે છે અને તેમાં પણ ૧૭૦૬૪ વિદ્યાર્થીઓ તો પ્રાથમિક સ્કુલોનો લાભ લઇ, સહી કરતાં કે કાગળ વાંચતાં શીખ્યા એટલે પેટ ભરવાની પીડામાં પ્રવેશે છે, બાકી ફક્ત ૨૨૩૫ વિદ્યાર્થીઓ માધ્યમિક અને ૨૫૯ ખાસ શાળામાં ભણતા હતા. જ્યારે આખા ઇલાકામાં ફક્ત ૨૪૨ વિદ્યાર્થીઓ કોલેજોમાં અભ્યાસ કરે છે. આ પ્રમાણ અસાધારણ મોટી સંખ્યામાં વિદ્યાર્થીનું પ્રમાણ શા માટે આગળ અભ્યાસ કરતું અટકી પડે છે તે શોધી ઉપાય કરવાની જરૂર છે.

અમને તો આ મોટા ઘટાડા માટે એમ લાગે છે કે, આ ઇલાકામાં માધ્યમિક સ્કુલો મુખ્ય ગામોમાં છે અને કોલેજો મુખ્ય શહેરોમાં જ છે તેથી સ્કુલોની મોટી સંખ્યા જે પ્રાથમિક શિક્ષણ આપવાનું જ કામ કરે છે તેનો લાભ લેનાર વિદ્યાર્થીઓ આગળ વધવાના સ્થાનિક સાધનના અભાવે અને હાઇસ્કુલો તેમજ કોલેજોવાળા ગામોમાં અનુકુળતાની અગવડે નિરૂપાયે આગળ વધતા અટકી પડતા હોવા જોઇએ. અને તેથી તેવા ગામડાના બાળકો માટે સગવડો ઉભી કરવી જોઇએ છે. આવા બાળકો માટે જો કે કોલેજોવાળા ગામોમાં બોર્ડીંગો ઉભી થવા લાગી છે. પરંતુ તે હજુ જોઇએ તેટલા પ્રમાણમાં નથી, અને છે તેમાં પણ ખોરાકીખર્ચ વગેરે કેટલાક ખર્ચની જવાબદારી બાળકોને શીર રહેતી હોવાથી દરેક કુટુંબો તેવો ખર્ચ ફાજલ પાડી શકતાં નથી માટે બોર્ડીંગો સાથે સ્કોલરશીપોની પણ છુટથી યોજના થવી જોઇએ છે. આપણી એસોસીએશન આ પ્રશ્નનું શું દોહન કરે છે તે જોઇ વિશેષ હવે પછી વિચાર કરીશું. તો પણ ઉપરોક્ત બાબત મન ઉપર લેવાશે તો પણ ઘણે અંશે લાભ થશે તેમાં શક નથી.

## જૈન ધર્મ પ્રકાશ.

મી. નરોત્તમ. બી. શાહે એક આંકડાપત્ર રજુ કરી જૈન કોમની કેળવણી સંબંધી સ્થિતિ તરફ સહૃદય જૈન બંધુઓનું ધ્યાન ખેંચ્યું છે. અવારનવાર જુદેજુદે સ્થળેથી આંકડાઓ એકઠા કરી આ બંધુ જુદી જુદી બાબતમાં જૈન બંધુઓનું લક્ષ્ય ખેંચ્યા કરે છે, તે માટે જૈન કોમ તેની આભારી છે. આવા પત્રો તે બંધુ ઇંગ્લીશ ભાષામાં બહાર પાડે છે, તે કરતાં ગુજરાતી ભાષામાં બહાર પાડે, તો તેમનાજ શબ્દોમાં ઘણા વધારે જૈન બંધુઓનું લક્ષ્ય તેના તરફ ખેંચાય તેવી અમારી માન્યતા છે.

મુંબઇ ઇલાકાના કેળવણી ખાતા તરફથી બહાર પડતા રીપોર્ટમાં સને ૧૯૧૮ તથા ૧૯૧૯ ના જૈન વિદ્યાર્થીઓના જે આંકડા બહાર પડયા છે તે તપાસતાં માલુમ પડે છે કે પ્રાથમિક શાળાઓમાં અભ્યાસ કરતા જૈન વિદ્યાર્થીઓની સંખ્યા પ્રમાણમાં વધી છે, પણ વિશિષ્ટ શાળા તથા કૉલેજમાં અભ્યાસ કરતાં વિદ્યાર્થીઓની સંખ્યા ઘણી ઘટેલી છે. જૈન કોમમાં અનેક ગૃહસ્થો બીરાજે છે, અને કોમનો ઉદય કેળવણીને આધીન છે. કેળવણી અને તેમાં પણ ઉચ્ચ કેળવણીનો વિશેષ પ્રચાર જૈનકોમમાં જ્યા સુધી નહિ થાય ત્યાં સુધી કોમની સમયાનુસાર પ્રગતિ થવાની નથી; તો પછી કોમમાં ઉચ્ચ કેળવણી લેનારાઓની સંખ્યા કેમ ઘટતી જાય છે, તે બાબતમાં તપાસ કરાવવાની ખાસ જરૂર છે. જો ખર્ચના અભાવે અગર તો સહાય વગર કોઇ પણ વિદ્યાર્થી આગળ અભ્યાસ કરતાં અટકી પડતો હોય, તો તે બાબતમાં તાકીદે વિચાર કરવાની જરૂર છે. અહીં ભાવનગરમાં પણ કોલેજ વિગેરેના સાધનો છતાં અભ્યાસ કરતા જૈન વિદ્યાર્થીઓની સંખ્યા બહુ સ્વલ્પ પ્રમાણમાં દેખાય છે. ભાવનગરના આગેવાનોએ આ બીના તરફ લક્ષ ખેંચવાની ખાસ જરૂર છે. **આપણી ઉદારતા અન્ય ક્ષેત્રોમાં ઘણી છે તો પછી કેળવણી જેવું ખાતું તેમાંથી પછાત રહે તે દિલગીરી ઉપજાવે તેવું અને સરવાળે કોમ આખીને અધોગતિએ દોરી જાય તેવું છે.** મી. શાહ સત્ય કહે છે કે-" યોગ્ય બંધારણવાળી એક સંસ્થાની ખામી અને એકજ હેતુ સાધવા માટે કાર્ય કરતી જુદી જુદી સંસ્થાઓમાં જૈનોની અસમાન વહેંચણી-આ કેળવણીમાં પછાત પડી જવાનાં મુખ્ય કારણો ગણી શકાય." લેખકની આ દૃષ્ટિ કેળવણીના સવાલને અંગે ખાસ વિચારવા લાયક છે. જૈન કોન્ફરન્સ આવું કાર્ય કેળવણીને અંગે કરે છે, પણ પૈસાની ખામી તેમાં બહુ જણાય છે. **જૈન બંધુઓએ કોમના ભાવી ઉદય માટે કેળવણી અને ખાસ કરીને વિશિષ્ટ કેળવણી જૈન વિદ્યાર્થીઓ વધારે લેતા કેવી રીતે થાય તે બાબતનો ઉહાપોહ કરવાની તાકીદે જરૂર છે. સર્વ કોમો કેળવણીની બાબતમાં આગળ વધે, ત્યારે આપણે ઉલટાં પાછાં હઠતાં જઇએ, તે ખેદ કરાવે તેવી બીના છે. આપણા હકો સાચવવા, તીર્થસ્થળોને નીભાવવા, કોમનો ઉદય કરવા અને જૈન ધર્મને જગત વિખ્યાત કરવા ઉચ્ચ કેળવણીની ખાસ જરૂર છે;** અને જે બંધુઓ અન્ય સ્થળે દ્રવ્ય વ્યય કરવા સાથે આવી બાબતમાં લક્ષ આપશે, તે જૈન કોમમાં ભાવી શ્રેયમાં વિશેષ ફાળો આપશે, તેમ અમને લાગે છે.

જૈન કોમ કેળવણીમાં કેટલી પછાત છે, તેમજ આરોગ્યતાને માટે કેટલી બેદરકાર છે તેને માટે આ અંકમાં "જૈનોમાં કેળવણી" એ મથાળાવાળા લેખમાં કેળવણી ખાતાના અધિકારીઓના રીપોર્ટો ઉપરથી દેખાય તેમ છે. જૈન કોમની કેળવણી સંબંધી સ્થિતિનું ઘણા વખતથી પ્રયાસ કરી લેખો લખી આંકડા પત્રો રજુ કરી જૈન કોમનું ધ્યાન નરોત્તમદાસ બી. શાહ ધ્યાન ખેંચી રહ્યા છે. આ વખતે ઉપરના લેખમાં જે અભિપ્રાયો છે તે પણ તેમનો પ્રયાસ છે. એ અભિપ્રાયો વાંચતા માલુમ પડે છે કે બાર લાખની જૈન વસ્તીમાં માત્ર ૪૦૨૫૩ મનુષ્યો કેળવણી લે છે; જે કેળવણીના વિકાસ અને પ્રયાસ માટે સંતોષજનક નથી. વળી તેને પહોંચી વળવાના અનેક ફંડો છતાં જરૂર કરતાં વધારે પૈસા ખરચાય છે. અજ્ઞાન, બીનઅનુભવ અને કોમમાં કુસંપ અને ખોટી મારામારી અને ઝગડાને લઇને ફુરસદ મળતી નહિ હોવાથી આવા વિચારો ક્યાંથી આવે ? વળી સહકાર્યના અભાવ વિગેરેને લઇને પૈસાનો દુરૂપયોગ થાય છે; આનો અર્થ એવો થાય છે કે જેમના હાથમાં આવા ફંડો કે તેમની માલિકીપણું છે, તેઓ એકહથુ સત્તા રાખીને બેઠેલ હોવાથી તેમજ તેઓ કેળવણીથી અજ્ઞાત હોવાથી અને બીજાના અનુભવનો અને સહકાર્યનો અભાવ હોવાથી તેમ બનવાજોગ છે. જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં પૈસા ઘણા ખર્ચાય છતાં લાંબા વખતે પણ કેળવણીની પ્રગતિ ન જણાય તો તે પૈસાનો દુરૂપયોગ થયેલોજ ગણાય. વળી અત્યારે જૈન કોમને શાની જરૂરીઆત છે ? તેનું પણ ભાન નહીં હોવાથી જ્યારે બીજા ખાતામાં, ગમે તો સુકાળ કે દુષ્કાળ હોય, મોંઘવારી કે સોંઘવારી હોય, જૈનોના બાળક પોષણ વગર રખડતા હોય કે કેળવણીથી બેનશીબ રહેતા હોય, તેની શારીરિક સ્થિતિ નિર્બળ થતી જતી હોય છતાં તેની દરકાર રાખ્યા વગર બીજા અનેક ખાતામાં દ્રવ્યનો વધારો કર્યે જાય અને પુષ્કળ ખર્ચ કર્યે જાય, પરંતુ સમાજની ઉન્નતિ જેનાથી થાય છે તેવા આ જમાનાની જરૂરિયાતવાળા કેળવણીના કાર્ય માટે યાને કોમના મનુષ્યોની આરોગ્યતા માટે જે ખાસ ધ્યાન આપવું જોઇએ કે જેમાં કોમનો ભાવિ ઉદય છે તેને માટે કોણ લક્ષ આપે છે ? **હવે તો બીજી કોમ કરતાં ઉંચામાં ઉંચી કેળવણી જૈન વિદ્યાર્થીઓ વધારે લેતા કેમ થાય તે માટે દ્રવ્યવૃદ્ધિને માટે ફંડો કરવાની જરૂર છે. જૈનોને ઉંચી કેળવણી આપવી એટલે શ્રાવકક્ષેત્રની ઉન્નતિની શરૂઆત થઈ સમજવી, અને જ્યારે જૈનો ઉંચી કેળવણી લેશે ત્યારે જ**

ધર્મનું જ દરેક પ્રકારે રક્ષણ અને પ્રગતિ થશે. અત્યારે કેળવણીને ઉત્તેજન આપનારી સંસ્થા કે ફંડના માલેકોએ એક એવું મંડળ સ્થાપવાની જરૂર છે કે કોમની જુદી જુદી સંસ્થાઓને કરકસર અને સહકાર્યના હેતુથી એક સામાન્ય મંડળની સારી દેખરેખ નીચે લાવવી અને તેમાં એક સારી કેળવણી લીધેલ સેક્રેટરી કે ઇન્સ્પેકટર નીમવો. જે તમામ તેવી સંસ્થાઓની વર્તમાન સ્થિતિનો અભ્યાસ કરી તે સંસ્થાના વ્યવસ્થાપકો કે ચાલકોને મળીને તેની સુધારણા કરે અને કેળવણીની પ્રગતિ માટે ઘટતી સૂચના કરે અને સામાજીક અને ધાર્મિક કેળવણી ઉપર તેમજ કોમની આરોગ્યતા સંબંધી અને આર્થિક વિષયો ઉપર ભાષણો આપે; અને પોતે આખા અઠવાડીઆમાં જે કાંઇ કામ કર્યું હોય, જે પ્રવૃત્તિ કેળવણી સંબંધી કરી હોય; તેમ કરતાં પડેલી અગવડો અને જે અગવડો દૂર કરી સરળ માર્ગો કર્યા હોય તે બધી હકીકત પ્રગટ કરે. આ પ્રકારની સ્થિતિ કેળવણીનું કાર્ય જૈન કોમમાં સંગીન ન બને ત્યાં સુધી ઉત્પન્ન કરવાની જરૂર છે. આ લેખમાં બતાવેલી આ હકીકત જૈન કોમની ઉન્નતિ માટે હોઇ કેળવણી જેવા કાર્ય માટે જે પૈસા ખર્ચાય છે તે પ્રમાણમાં અલ્પ અને વ્યવસ્થા પૂર્વક નહીં હોવાથી નિરર્થક જેમ છે, તેમ બીજાં ખાતામાં દર વર્ષે ખરચાતું દ્રવ્ય પણ વ્યવસ્થા પૂર્વક ન ખર્ચાય ત્યાં સુધી સમાજના દરેક ખાતાની ઉન્નતિ દૂર સમજવી.

બંધુ નરોત્તમદાસ બી. શાહ કેળવણીના સંબંધીમાં આવો જે સ્તુત્ય પ્રયાસ કરી રહ્યા છે તે માટે આપણે તેના આભારી છીએ. આ સાથે તેઓએ જૈન કોમમાં આરોગ્યતાના સંબંધમાં પણ પ્રથમ લેખો આપી ધ્યાન ખેંચ્યું હતું. તેમાં મુંબઇમાં જૈનોનું મરણ–પ્રમાણ કેટલું વધારે આવે છે તે પણ તેમણે આંકડાઓ આપી બતાવેલ છે અને તેને લઇને જ સસ્તા ભાડાની ચાલીઓ માટે થયેલ પ્રયાસ પણ તેને આભારી છે.

## ઇન્ડિયન સોશ્યલ રિફૉર્મર.

જૈન કોમમાં મી. નરોત્તમ બી. શાહ એક લાયક, ખંતીલા અને ઉત્સાહિ કાર્ય કરનાર છે. કોમને લગતા સામાજીક પ્રશ્નોના તેમના અભ્યાસ સંબંધી અમે થોડા માસ પહેલાં કિંમતી ઉલ્લેખ કર્યો હતો. જૈનોની કેળવણી વિષયક પરિસ્થિતિનું દિગ્દર્શન કરાવનાર એક પત્રિકા તેમના તરફથી હમણાં પ્રકટ થયેલ છે. હિંદુસ્તાનમાં જૈનોની કુલ વસ્તી ૧૩ લાખની ગણી શકાય, જેનોલગભગ ત્રીજો ભાગ સરકારી જીલ્લાઓમાં વસનારો છે અને

બાકીનો ભાગ દેશી રાજ્યોમાં વસે છે. મુંબઇ ઇલાકામાં અને તેના દેશી રાજ્યોમાં આખા હિંદુસ્તાનના જૈનોમાંથી સુમારે ચાલીશ ટકા જૈનો વસે છે, અને તેથી ઉક્ત ઇલાકો તેઓનું મુખ્ય કેન્દ્ર ગણાય છે. જીંદગીનું જોખમ ન ખેડવું પડે એવા વ્યાપારમાં મુખ્યત્વે કરીને કોમના લોકો જોડાયલા હોવાથી તેઓમાં ભણેલાઓનું પ્રમાણ વિશેષ હોય તો તે સ્વાભાવિક છે. તેમજ શાળાઓમાં અન્ય જ્ઞાતિઓના બાળકો કરતાં જૈન કોમના બાળકોનું મોટું પ્રમાણ જોવામાં આવે છે; પરંતુ મી. નરોત્તમ બી. શાહ સ્પષ્ટતઃ જણાવે છે કે ઘણા થોડા બાળકો પ્રાથમિક શાળાઓમાંથી આગળ અભ્યાસ ચાલુ રાખે છે. વળી શાળાઓમાં અભ્યાસ કરતી કન્યાઓનું પ્રમાણ અસંત અલ્પ છે. મુંબઇ ઇલાકાના કેળવણીખાતાની સ્તુત્ય સહાયથી તેમણે જે આંકડાઓ રજુ કર્યા છે તેનાથી કોમના કેળવણી વિષયક પ્રશ્નોપર અતિશય અજવાળું પડે છે આ વસ્તુસ્થિતિપર વિચારણા કરવાને અને પોતાના સ્વધર્મી બંધુઓમાં ઉચ્ચ કેળવણીનો વિશેષ પ્રચાર કરવા માટે યોગ્ય ઉપાયો યોજવાને શ્રીમાનોને તેમણે કરેલી અરજને અમે અંતઃકરણપૂર્વક અનુમતિ આપીએ છીએ.

## શોશ્યલ સર્વીસ ક્વૉર્ટરલી.

કેળવણીના સંબંધમાં જૈન કોમની આધુનિક શોચનીય પરિસ્થિતિ સુધારવાને કોમના હિતચિંતકોને મી. નરોત્તમ બી, શાહે એક વિજ્ઞપ્તિ કરી છે. જો કે કોમના પુરૂષોમાં ભણેલાઓની સંખ્યા પચાશ ટકા જેટલી છે, તો પણ સ્ત્રી કેળવણીએ જોઇએ તેવી પ્રગતિ કરી નથી; અને છેલ્લામાં છેલ્લા આંકડાઓપરથી માલૂમ પડે છે કે ભણવા લાયક વયની કન્યાઓમાંથી પાંચ છ ટકા જ શાળામાં અભ્યાસ કરે છે. મી. શાહે જાણવાજોગ અને ધ્યાન ખેંચે એવી એક બાબત એ જણાવી છે કે શાળાઓમાં અભ્યાસ કરતી સંખ્યાનું પ્રમાણ સંતોષપ્રદ છે, પરંતુ પોતાનો અભ્યાસ આગળ ચાલુ રાખનારાઓની સંખ્યા નિરાશાજનક છે. પ્રાથમિક શાળાઓના વિદ્યાર્થીઓમાંથી માત્ર ૧૩ ટકા માધ્યમિક શાળામાં અભ્યાસ કરે છે અને કોલેજમાં અભ્યાસ કરનાર માત્ર એક ટકો જ નીકળે છે. મુંબઇ ઇલાકામાં હિંદુસ્તાનના જૈનોની કુલ વસ્તીમાંથી ચાલીશ ટકા જૈનો વસે છે. મી. શાહે આ ઇલાકાના જુદા જુદા જીલ્લાઓમાંની કોમની કેળવણી વિષયક પરિસ્થિતિનું પૃથક્કરણ એક કોઠામાં કર્યું છે, જેમાં જુદા જુદા જીલ્લામાં જૈનોની વસ્તીના આંકડા આપ્યા હોત તો તે વિશેષ ઉપયોગી અને કિંમતી થઇ

પડત. જૈન કોમ ઉત્સાહિ અને દ્રવ્યસંપન્ન છે એ વાર્તા સુપ્રસિદ્ધ છે અને તેથી તેણે કેળવણીના વિષયમાં પછાત રહેવું જોઇએ નહિ. ઉક્ત કોમના નેતાઓ મી. શાહના વિનંતિપત્ર પર ગંભીર વિચારણા ચલાવશે એવી અમોને દૃઢ આશા છે.

